# गुजरातनो उत्कर्ष थवानां

## साधन विषे निबंध.

મુંબઇના શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇના

વાર્ષિક ઇનામથી.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ રચાવી પ્રગટ કર્યો.

રચનાર

## વિઠલદાસ ધનજીભાઇ

દોહરો.

સ્વદેશિની સ્થીતિ સુધરવા, હૈએ ધરીને હર્ષ;
સુખ સાધન દર્ષક કર્યો, આ ગુર્જરોત્કર્ષ. ૧

**"ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ટ ચાકરી, નફ્ફટ ભીખ".**

સને ૧૮૭૮—સંવત ૧૯૩૪

કિમ્મત આઠ આના.

# अनुक्रमणिका.

## गुजरातनो उत्कर्ष थवानां साधन.

## भाग १लो.

### પ્રકરણ ૧ લું.

**પ્રાચીન કાળમાં એ સાધનોની ઉત્પત્તિ.**



### પ્રકરણ ૨ જું.

**ખેતીવાડીની હાલની હાલત.**

---

## પ્રકરણ ૩ જું.

### વિદ્યા હુન્નરના ઉપજતા પદાર્થો.



---

## પ્રકરણ ૪ થું.

### ખેતીવિના હુન્નરોની મદદથી બનેલા પદાર્થો.

---

## પ્રકરણ ૫ મું.

### વેપાર રોજગાર.





# ભાગ ૨જો.

## એ સાધનો સુધારવાના ઉપાય.

### પ્રકરણ ૧ લું.

#### ખેતીવાડીની હાલત સુધારવાના ઉપાય.

દેશની આબાદીનો આધાર ખેતી; ખેતીમાં વાપરવાનાં વરાળયંત્ર ને તેથી થતી પેદાશ; એ યંત્રો કેટલી કીમતનાંછે ને કેટલું કામ કરે તેની યાદી—ખેતીની ચાલતી રીતનાં ઓજારો ને કીમત તથા તેનો મુકાબલો; એ સંચાઓ લાવી ખેતીમાં સુધારો કરવો જોઇએ; સુધારો થવાનાં બીજાં સાધન; ખેડુતો ગરીબ હોવાથી ધનવંતે એ કામ ઉપાડી લેવું; ત્યારે સરકારે શું બિલકુલ ધ્યાન આપવું? સરકાર નાયકનું ખેતી નાટક; ખેડુતોની કેળવણી ઉપર સરકારે ધ્યાન આપવું? ખેડુતોપરના જુલમી કર ઓછા કરવા; લોકલફંડના ટાક્સના નાણાંમાંથી થતાં કામની તપાસ કરવી; સરકારે બીજી નવ બાબતો ઉપર ધ્યાન આપવું તે, એ. બી. રાથબાર્નની બતાવેલી નવ બાબતો; ને તે ઉપર વિચાર; ખેતીને મદદ કરવી એ સરકારની ફરજછે તે ઉપર મી. મેકલીનનો ફકરો; રૂનો પાક સારો કરવો; ખેતીમાં ઉપયોગી નેહેરો વગેરે તથા ગાં-

---

# પ્રકરણ ૨ જું.

## ચાલતા હુન્નરોમાં સુધારો કરવાના ઉપાય.



---

# પ્રકરણ ૩ જું.

## વેપાર વધવાનો ઉપાય.

નાણાં સંબંધી હાલત સુધારવાને ઘરેણાં ગાંઠાંનો રિવાજ ઓછો કરવો અને દાટી મુકવાનો ચાલ બંધ કરવો: સન ૧૮૬૧ થી ૧૮૭૦ સુધીમાં આ દેશમાં કેટલું સોનું રૂપું આવ્યું તથા કેટલું આ દેશમાંથી પરદેશ ગયું તેનું કોષ્ટક; આપેલી નગદી-માંથી કેટલી શિક્કા પાડવામાં વપરાઈ તેનું એ દશ વરસનું કોષ્ટક; તે ઉપર વિચાર: સન ૧૮૩૪ થી સન ૧૮૭૨ સુધીમાં આપણો વેપાર શા પ્રમાણમાં વધ્યો તેનું કોષ્ટક; તે ઉપર આપેલા વિચાર; રેલવે અને તારથી વેપારને ઉત્તેજન; હિંદુસ્તાનના વેપારની પડતીનાં જામે જમસેદ વાળાનાં આપેલાં આઠ કારણો; પરદેશી રાજ્યથી નાણાની ખોટ પડેછે ને દેશી રાજ્યથી તેમ થતું નથી; માટે તેમ ન થાય તેવો ઉપાય; પુનાની વ્યાપારોત્તેજક સભા ને તેમની નેમ; તે ઉપર વિચાર, અને આપણે પણ તેવી સભાઓ સ્થાપવી.

# निबंधसूचक.

માણસનું જીવન અને દેશનો ઉત્કર્ષ એ પદાર્થોની ઉત્પત્તિ ઉપર આધાર રાખેછે. એ પદાર્થો ત્રણ રીતે ઉત્પન્ન થાયછે. ૧ ખેતીવાડીમાં થતા પદાર્થો. ૨ ઉદ્યોગ અને અકલથી બનતા પદાર્થો. ૩ અને એ બંને રીતે ઉત્પન્ન થએલા પદાર્થોનો વેપાર, આ ત્રણ રીતે માણસના જીવન અને સુખની ઉત્પત્તિ થાયછે, અને તેથી દેશનો ઉત્કર્ષ પણ થાયછે. એ ત્રણવાનાં જે દેશમાં ઘણાં ને સારાં હોય, તે દેશના લોકો વધારે સુખી થાય; અને એ ત્રણવાનાં જે દેશમાં ઓછાં ને નઠારાં હોય, તે દેશના લોકો થોડા સુખી થાય. આપણા લોકોને સુખી થવું હોય—દેશનો ઉત્કર્ષ કરવો હોય, તો એ ત્રણવાનાં વધવાનો અને સુધારી સારાં કરવાનો ઉપાય કરવો જોઇએ; કે જેથી પદાર્થો વધારે અને સારા ઉત્પન્ન થાય ને દેશીઓને વધારે સુખ મળે. આ નિબંધ લખવાની મારી મતલબ પણ એ પદાર્થો શી રીતે વધારે અને સારા ઉત્પન્ન થાય કે જેથી મારા દેશીઓનો અને દેશનો ઉત્કર્ષ થાય, એછે. એ ઉત્કર્ષ થવાનો ઉપાય—સાધન—સારાને પુષ્કળ પદાર્થો ઉત્પન્ન કરવાનો ઉપાય બતાવતા પેહેલાં તે હાલમાં શી રીતે અને કેટલા ઉત્પન્ન થાયછે—એ પદાર્થો

હાલમાં કેવી સ્થિતિમાંછે, તે બતાવવાનો હું પેહેલો પ્રયત્ન કરીશ. તે પછી એ પદાર્થો શી રીતે પુષ્કળ અને સારા થાય, તેવા ઉપાય બતાવીશ તેથી એ પુસ્તકના મેં બે ભાગ પાડ્યાછે. ૧ લામાં તે પદાર્થોની હાલની સ્થિતિ અને ૨ જામાં તે સુધારવાનો ઉપાય બતાવ્યોછે.

આ નિબંધ લખવાની મારી મતલબ માત્ર ગુજરાત વિષે જછે. પણ જ્યાં આગળ જે બાબત હિંદુસ્તાનને લાગું કરવી જોઇએ ત્યાં આખા હિંદુસ્તાન વિશે પણ લખ્યુંછે.

નિબંધ રચનાર.



# सूचना.

મુંબાઈના શેઠ. સોરાબજી જમશેદજી જીજીભાઈએ, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને રૂ૨૫૦૦) આપીને એવો ઠરાવ કરેલો કે તેના વ્યાજમાંથી દરશાલ સો રૂપીઆના ઈનામનો નિબંધ ઉપયોગી વિષય ઉપર રચાવવો. તેથી સને ૧૮૭૨ ની શાલમાં વેપાર, હુન્નર અને તેને સુધારવા વિષે વિષય ઉપર નિબંધ રૂ૧૦૦) આપીને રચાવ્યો હતો. તથા સન ૧૮૭૩ ની સાલનું ઇનામ, ખેતીવાડી, કારખાનાં અને વેપાર વધારવાનાં સાધનો વિષે ઠરાવ્યું હતું. ઉપર લખેલાં બન્ને ઇનામના રૂ૨૦૦) રા. વિઠલદાસ ધનજીભાઈને મળ્યા. કારણ કે તેમના લખેલા નિબંધો કમિટીને પસંદ પડ્યા હતા. એ બન્ને નિબંધોની મતલબ મળતી આવવાથી બન્ને નિબંધો તેમને સોંપીને તેનો એક નિબંધ કરાવ્યો. તે આ નિબંધ છે. ગુજરાતનો ઉત્કર્ષ થવાનાં સાધન એવું નામ તેમણે રાખેલું છે.

# ગૂર્જરોત્કર્ષ દર્ષક.

( ગુજરાતનો ઉત્કર્ષ થવાનાં સાધન. )



## ભાગ ૧ લો.

## પ્રકરણ ૧ લું.

### પ્રાચીન કાળમાં એ સાધનોની ઉત્પત્તિ.

માણસની વસ્તી જ્યારે આ દુનીઆમાં પેહેલ વેહેલી થઇ, ત્યારે તેઓ ઘર બાંધીને તથા ખેતીવાડી કરીને રેહેતા ન-હોતા. તેઓની પાસે ખેડવાનાં કે બીજી કોઇ જાતનાં ઓ-જારો નહોતાં. માત્ર જંગલોમાં વસી, પશુ પક્ષીના શિકાર ઉપર અને ફળફળાદી ખાઇને તે ઉપર પોતાનુ ગુજરાન ચલાવતા હતા. તેમને પેહેરવા વસ્ત્રો નહોતાં, પણ ઝાડનાં પાનાં અને છાલ તથા જનાવરોનાં ચામડાં ઓઢીને ફરતા ફરતા હતા. આગળ વખત જતાં તેઓની અકલ વધી અને જરૂર જણાતી ગઇ, તેમ તેઓ પોતાની સ્વભાવિક અકલનો ઉપયોગ કરવા લાગ્યા—રેહેવાને ઝુપડાં બાંધ્યાં. અને ધીરે ધીરે જંગલોમાંનાં જનાવરો પાળવા લાગ્યા. તેમાં ગાય, ભેંસ, બકરાં, ઘેટાં, બળદ અને ઘોડા એ મૂખ્ય હતાં. એ વખ-તમાં તાંબાની, રૂપાની કે સોનાની ખાણો નહોતી અને તેથી

નાણાના શીક્કા નહોતા. રાજાથી તે રૈયત સુધીમાં જેની પાસે ઉપર કહેલાં ઉપયોગી જનાવરો વધારે તે વધારે પૈસાદાર અને સુખી ગણાતો. તે જનાવરોની તેઓ વધારે સંભાળ રાખતા. અને તેથીજ કદાપિ રોજના માંસાહારમાં ગાય ને બળદ જેવાં ઉપયોગી જનાવરોની આપણા શાસ્ત્રમાં મના કરેલી હશે. પાછળથી ધીમે ધીમે ગામો ને શેહેરો વસ્યાં, વસ્તી વધી ને ફળફળાદી તથા શિકાર ઉપર ગુજરાન પુરૂં ન ચાલ્યું કે તેમાં હરકત પડવા લાગી ત્યારે તેમને અનાજ વાવવાની અકલ સુજી હશે. અને તેથીજ તે વાવવાનાં ઓજારો બનાવવાની તેમને જરૂર જણાઈ હશે. એ રીતે હળ, કોદાળો, પાવડો, ઓરણી, ગાડું વગેરે ખેડવાનાં, વાવવાનાં, ખોદવાનાં અને લાવવા લેઈ જવાનાં ઓજારો બન્યાં. ખેતી પણ પેહેલાં ખોદીને જમીન પોચી કરી હાથે અનાજ વેરીને કરતા હતા. અને હળ, ઓરણી વગેરે ઓજારોનો ઉપયોગ ખેતીમાં ધીરે ધીરે થતો ગયો. એ ઓજારો બનાવવાને સુતારનો વાંસલો, વીંધણું, આરી, કરવત, શારડી, અને લુહારનો ઘણ, એરણ, સાણસી વગેરે બન્યાં. તેને માટે જમીનમાંથી લોહું ખોદી કહાડી ગાળવું પડ્યું. અને ખેતીમાં તે ઓજારો હાથે વાપરવાને બદલે બળદ, પાડા વગેરે પ્રાણીઓની મદદ લેવા લાગ્યા. ગાય ને ભેંસ દુધ દહીં ને માખણ કે ઘી જેવા ખોરાકના ઉપયોગી પદાર્થ આપવામાં અસલથી તે આજ પર્યંત ઉપયોગી ગણાએલી છે.

આ રીતે માણસોની સ્થિતિ સુધરી. માણસોએ ખેતીમાં કપાસ પકવ્યો. એ કપાસને પીલવાને, પીંજવાને, કાંતવાને અને વણવાને માટે ચરખો, પીંજણી, રેંટીઓ અને શાળ બનાવવાની જરૂર પડી ને તે વખત જતે કોઇ કોઈ અકલવાન માણસો બનાવતા ગયા. એ રીતે બનેલાં લૂગડાં ઓઢવા, પેહેરવાના ને પાથરવાના કામમાં આવવા લાગ્યાં. પણ કામ કરતાં ઓઢેલા લૂગડાથી હરેકત પડવા લાગી, ત્યારે કોઈ અકલવાન પુરૂષે તેને વેતરીને શીવવાની યુક્તિ કાહાડી, ને તેને સારૂ સોય ને ગજ કાતર બનાવ્યાં.

ખેતીમાં પાકેલું અનાજ કાચું ખાતાં પચવા લાગ્યું નહી તથા ચાવવાની અને બીજી ઘણી જાતની અડચણો પડવા લાગી ત્યારે તેને પેહેલ વેહેલાં ભરડીને ભુકો કરી પાણી સાથે ખાતા હશે. તેમ કરતાં પણ હરકત પડવાથી કેટલાકાળ પછી કોઇ બુદ્ધિવાન પુરૂષે તે અનાજને દળવાની ને રાંધવાની યુક્તિ કહાડી હશે. ખેતીમાં પાકેલાં બાજરીનાં કે બીજાં અનાજનાં કણસલાં હાથવતી બાગતાં, તથા ડાંગરને ઘઊંના છોડ ઉપાડતાં હરેકત પડવાથી દાતરડાં થયાં હશે; શેરડીને પીલી તેના રસનો ગોળ કરવાની યુક્તિ તે પછીની વધારે અકલવાળીછે; ને તેની ખાંડ ને સાકર કરવાની તેથી પણ વધારે અકલવાળી છેક પાછલા વખતનીછે. ગાડું જે ખેતીમાં દાણા વગેરે ઘેર લાવવાનું મૂખ્ય સાધનછે, તે ગામડાના જેસલા જેવું તેની મૂળ સ્થીતિમાં હશે, ત્યાંથી સુધરતાં સુધરતાં તેની હાલની હા-

લતે આવ્યું હશે. ખેતીની મૂળ શરૂઆત આજથી ત્રણ હજાર કરતાં વધારે વરસ ઉપર થએલી ગણાય છે.

માણસની ખેતીવાડીની સ્થિતિમાં તેને ખેતરમાં કાંટા વગેરે વાગ્યાથી હાલની પાવડીઓ જેવા લાકડાંના જોડા થયા હશે. પણ તે વડે ચાલતાં હરેકત પડવાથી, તથા પડી જવાથી કે વાગવાથી કોઈ અકલવાને ચામડાના જોડા બનાવવાની યુક્તિ કહાડેલી; અને તે સારૂ મોચીને જરૂરનાં ઓજારો બનાવવાં પડ્યાં હશે.

દીવાને બદલે અસલ લાકડાંની તાપણીઓ અને ખોરાગાં હોવાં જોઇએ પણ તે અજવાળું ઘણીવાર ટકે નહીં, તે વારે વારે ઓલાઈ જાય. તે અડચણ દૂર થાય અને ઘણીવાર ચાલે એવા અજવાળાની જરૂર પુરી પાડવાને માટે તલ ને દીવેલી જેવા તેલી પદાર્થો ખાંડીને તેનું તેલ કે દીવેલ કહાડી બાળવા લાગ્યા. પણ એ રીતે ખાંડતાં ઘણું તેલ કે દીવેલ ખોળમાં રહી જવા લાગ્યું, તેથી ઘાણીવડે પીલવાની કોઈ હોશીઆર કારીગરે કળા શોધી કહાડી.

પ્રાચીન કાળમાં તાંબાની ખાણોની શોધ નહીં હોય ત્યારે માણસો તુમડાંઓમાં પાણી પીતા હશે. કુંભારના માટીના ઘડા બનાવવાની યુક્તિ પાછળથી નીકળેલી. અને તાંબા પીતળનાં કંસારાનાં ઓજારોથી બનેલાં વાસણ છેક પાછલા વખતનાં છે. કેમકે તાંબાની ખાણમાંથી માટી ખોદી, ગાળીને ચોખ્ખું તાંબું કહાડી પત્રાં કરી ઘડવાની યુક્તિ ઘણી મુદતે

વધારે અકલથી નીકળેલીછે. ધાતુઓનું મિશ્રણ કરી પીતળ વગેરે મિશ્ર ધાતુઓનાં ચળકતાં વાસણ તાંબાની શોધ થયા પછીથી થએલાંછે.

માણસો જ્યાં સુધી ઘાસનાં ઝુપડાંમાં રેહેતા ત્યાં સુધી કડીઆની જરૂર નહોતી. પણ સારાં કે મજબુત ઘર બનાવવાની જરૂર જણાઈ ત્યારે ચીકણી માટીને પલાળી થેપીને ભીંતો કરી બનાવ્યાં. અને આગળ જતાં ઈંટો કરી પકવીને કડીઆની વિદ્યાથી ચણાયાં.

લખવાના કાગળ બનાવવાની યુક્તિ તે છેક પાછલા જમાનાની છે. પ્રાચીન કાળમાં બધી વિદ્યાઓ પાઠ કરતા હતા. પાછળથી લખવાના અક્ષર બનાવી તાડપત્ર અને બીજાં ટકાઉ મોટાં પાંદડાં ઉપર લખવાનો રીવાજ નીકળ્યો. તે પછી લૂગડાં ઉપર અને છેલ્લે લૂગડાંનાં ચીથરાંના કાગળ બનાવી તે કાગળ ઉપર લખવાની કળા નીકળી. કાગળ બનાવી લખવાની રીત આપણા દેશમાં ઘણામાં ઘણી એક હજાર વરસની જુનીછે. એ રીતે માણસોને જેમ જેમ જે જે વસ્તુઓની જરૂર જણાઈ કે ચાલતી રીતમાં સુધારો કરવાની અગત્ય માલમ પડી તો કોઇ બુદ્ધિવાને તેવી વસ્તુ ઉત્પન્ન કરવાની પોતાની અકલવડે યુક્તિ કહાડી ને ચાલતી રીતમાં સુધારો કર્યો.

આપણા દેશમાં મહાપુરૂષોનાં ચરિત્ર—ખરાં ચરિત્ર લખવાનો રિવાજ ઘણોજ થોડો બલકે બીલકુલ નહીં જેવો હોવાથી જે અકલવાન મહાપુરૂષોએ ખેતીવાડીનાં, સુતાર,

લુહાર, દરજી, મોચી, ઘાંચી, કુંભાર, કડીઆ, વગેરેનાં હુન્નરો જાતનાં ઓજારો બનાવવાની કળા કહાડી તેમનાં નામ, તેમની જાત, તેમનાં ગામ, તેમની હાલત, ને તેમની તે યુક્તિ શોધ. કહાડવાની રીત વગેરે માલમ પડતાં નથી. આજના કાળમાં જે જે પુરૂષોએ તે હુન્નરોમાં સુધારો ને વધારો કર્યો તે પુરૂષોનો આપણે કેટલો પાડ માની તેમને સંભારીએ છીએ? તે કરતાં કેટલા ગણો વધારે પાડ માની એ હુન્નરો કહાડનાર મૂળ પુરૂષોનાં નામ આપણે સંભારત? આજે આટલો બધો વિદ્યા હુન્નરનો શોધ ને વધારો થયા પછી તેમાં સુધારો કરનારનો આપણે પાડ માનીએ તો જે વખતમાં કાંઈ પણ સાધન નહીં, તથા બીલકુલ અંધારાના વખતમાં જે મહા પુરૂષોએ એ હુન્નરોનાં મૂળ તત્વો શોધી કહાડ્યાં તેનો કેટલો બધો પાડ આપણે માનવો જોઈએ? અલબત ઘણોજ વધારે. પણ તે મહા પુરૂષો કયા તે આપણે જાણતા નથી. જન્મ ચરિત્ર લખવાનો રિવાજ નહીં હોવાથી તેમનાં નામ આપણને માલમ નથી. એ બધી યુક્તિયો એકદમ કે એકે વખતે એક જણથી થઈ નથી. ધીરે ધીરે ઘણી લાંબી મુદતે જુદા જુદા મહા પુરૂષોએ પોતાની અકલથી બધી યુક્તિયો બનાવીછે. ખેતીનાં ઓજારો બનાવનારે સુતાર ને લુહારનો, ઘંટી બનાવનાર સલાટનો, ઘર બનાવનાર કડીઆનો, તેલ ને દીવેલ બનાવનાર ઘાંચીનો, જોડા બનાવનાર મોચીનો, લુગડાં શીવનાર દરજીનો, ઘડા ને

ગોળીઓ બનાવનાર કુંભારનો, એ બધા મૂળ પુરૂષોનો આપણે કેટલો ઉપકાર માનવો જોઈએ? એ સુથાર, એ લુહાર, અને એ કુંભાર ને ઘાંચી મોચી આપણા દેશના આપણા અકલવાન પૂર્વજો હતા. તેઓએ તેમના પૂર્વજોની અકલથી બનેલી યુક્તિયોમાં તેમને જેમ માલમ પડતું ગયું તેમ સુધારો કરી આપણને હાલની સ્થિતિએ આણી મુક્યા છે. તો આપણે પણ તેમની યુક્તિમાં કાંઇ ખામી માલમ પડે તો આપણી અકલવડે તેમાં સુધારો કેમ ન કરવો? અલબત કરવો.

આ બધા હુન્નરો ને યંત્રો એકજ વખતે એકજ દેશમાં બન્યા નહોતા. કેટલાક પરદેશના હુન્નરો આ દેશમાં આણેલા હતા. પણ તેમાં પરદેશના કયા ને આ દેશના કયા, તે તે વખતના લેખો વિના આપણને માલમ પડતું નથી. તો પણ એટલું તો સિદ્ધ થાય છે કે આ બધા હુન્નરોમાંના કેટલાક જે આ દેશમાં નહોતા અને બીજા દેશોમાં તાંના અકલવાન પુરૂષોએ કહાડેલા તે આ દેશમાં આપણા પૂર્વજોએ આણેલા. તે પ્રમાણે હાલમાં આપણા દેશમાં જે હુન્નરો નથી ને પરદેશમાં છે તે આપણા દેશમાં શા વાસ્તે ન લાવીએ? અલબત લાવીએ.

આપણા દેશના આજ સુધીમાં ચાલતા બધા હુન્નરો હાથની મેહેનતવડે ચલાવવાના છે. તેથી તે સંચાઓવડે ઘણી મેહેનતે થોડી ઉત્પત્તિ થાયછે. તેને બદલે આપણા

હાથ કરતાં વધારે બળવાન શક્તિ વાપરી, વધારે ઉત્પન્ન કરીએ તો કેવું સારૂં ? આપણા પૂર્વજોએ કોઇ પણ જાતના સંચા નહોતા તેમાંથી હાથે ચલાવવાના બનાવી બળદ વગેરે પ્રાણીઓની મદદ લઈ સુધારો કર્યો તો આપણે તેથી વધારે બળવાન શક્તિવડે ચાલનારા સંચા લાવી વધારે સુધારો શા માટે ન કરીએ ? અલબત કરીએ.

આ બધા હુન્નરોમાં ખેતી એ સૌથી વધારે ઉપયોગી છે કેમકે તેના વડે આપણા બધાનું ગુજરાન ચાલેછે, તેમાં શરીર કસાઇને સુખી રહેછે, અને તેથીજ આપણા વડીલોએ ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર ને કનિષ્ટ ચાકરી કહી હશે. દેશની સારી નઠારી સ્થિતિ ખેતીમાં પાકેલા વધારે ઓછા અનાજ, રૂ વગેરેની ઉત્પત્તિ ઉપર આધાર રાખેછે. માટે તે ઉત્પત્તિ વધારવા ને સુધારવા માટે આપણા દેશના લોકોએ શા સારૂ પ્રયત્ન કરવો નહીં ? અલબત કરવો.

જાતી બંધન જેવો જોરાવર દુશ્મન સુધારાના રસ્તામાં કેવો આડો પડેલો છે ? તે રસ્તે જતાં તે દુશ્મન આપણને કેટલો ને કેવો બીહીવડાવે છે ? તે આડે આવી આપણને કેટલી અડચણ કરેછે ? દરજી, મોચી, ઘાંચી, સુથાર, લુહાર, કડીઆ, કુંભાર, ને સલાટનાં ઓજારો બનાવનાર ઉપર દરજી, મોચી, ઘાંચી વગેરેની છાપ અસલના જમાનામાં પડી નહોતી. તેઓ બ્રાહ્મણ ક્ષત્રી કે વૈસ્ય હતા. તેઓ એક બીજાનું ખાતા પીતા હતા. એક બીજાની સાથે કન્યા વેહેવાર

રાખતા હતા. એટલુંજ નહીં પણ તેઓ એક જાતમાંથી બીજી જાતમાં કેટલીકવાર જઈ શકતા હતા. મતલબ કે અસલના વારામાં આપણા દેશમાં જાત પ્રમાણે ધંધો નહોતો પણ ધંધા પ્રમાણે જાત હતી. એટલે ફલાણા માણસે કે ફલાણી જાતે તો ફલાણોજ ધંધો કરવો એમ કાંઈ નહોતું. જેને જે ધંધો આવડે, ને જેની જે ધંધો કરવાની મરજી હોય તે માણસ તે ધંધો કરી શકતો હતો. પરશુરામે બ્રાહ્મણ હોઈને ક્ષત્રીનું કામ કર્યું છે, વિશ્વામિત્ર ને વાલ્મિક હલકી જાતના હોઈને વિદ્યાથી ઋષિમાં ગણાયા છે. આજે તેમ નથી. બ્રાહ્મણથી મોચીનો ધંધો થાય નહીં, ક્ષત્રી હોઈને દરજીનું કામ કરાય નહીં, વૈશ્યથી કુંભારનાં વાસણ ઘડાય નહીં, નહીં આવડતું હોય કે ના ખુશી હોય તેથી નહીં; એમ કાંઇ નથી. આવડતું હોય, બીજો ધંધો ન આવડતો હોય, ખુશી હોય, તે ધંધો ન કરેતો ભીખારી થવું પડે એવું હોય, તો પણ તે જાતથી જાતી બંધનને લીધે, જો તે ધંધો ન થતો હોય તો નજ થાય. પછી ગમે તેમ થવાનું હોય. ને કરેતો લોકોમાં મશ્કરીઓ થાય—તેતો ધૂળ નાંખી! પણ નાત બહાર કહાડી તેની સાથેનો વેહેવાર સૌ માણસો બંધ કરે. આ કેવું આશ્ચર્યકારી ને અડચણ ભરેલું છે? જેને જે ધંધો આવડે, જેની જે ધંધામાં અકલ પહોંચે તેને તે ધંધો આપણા પૂર્વજો કરવા દેતા, તેમ આપણે શા વાસ્તે ન કરવા દેઇએ? પરદેશમાં એવી હરકત નહીં હોવાથી ત્યાં

કેટલો બધો ફાયદો ને લાભ છે ? તો તે ફાયદો ને લાભ આપણે છતી આંખે જોઇને આપણા દેશીઓને લેતાં શા વાસ્તે અટકાવીએ ? તે લાભ આપણા દેશીઓને મળવા દેવા જોઇએ. આપણા પૂર્વજો તે પ્રમાણે કરતા હતા. પરદેશીઓ હાલમાં પણ તેમ કરેછે, અને તેથી હજારો નવા શોધો ને હુનરોમાં સુધારો થયો છે ને થાયછે, વેપાર રોજગાર વધેછે, ભીખારીઓ ઓછા થાયછે, ને દેશમાં મેહેનત વધી પેદાશ વધેછે, તો તે લાભ આપણા પૂર્વજો લેતા છતાં આપણે શા વાસ્તે ન લેઇએ ? અલબત લેઇએ. અને લે તેને લેવા દેઇએ. અને તેમાંજ આપણે, આપણા જાત ભાઇઓનું ને આપણા દેશી ભાઇઓનું કલ્યાણ અને ઉત્કર્ષ છે, તો તેમ કરવું.

---

# પ્રકરણ ૨ જું.

## ખેતીવાડીની હાલની હાલત.

આપણી પેહેલાંની ખેતીવાડી મારા ઉપર કહેવા પ્રમાણે હાથની મેહેનતે ચલાવવાનાં હથીઆરો વડે થતી. એટલે હળથી ખેડવાને બદલે કોદાળી કે પાવડાથી જમીનને ખોદી, તેમાં દાણા વેરી, ઉપર માટી ઢાંકતા. ને તેથી પાકેલા દાણા હાથથી મસળી કામમાં લેતા. તે રીતમાં સુધારો કરીને હળ બનાવી જનાવરોને કામમાં લીધાં. હાથની મેહેનતે થએલા

દાણા ઘણાજ થોડા પાકતા; ને તે થોડા જણના કામમાં આવતા, તેથી ઘણા માણસોને ખેતી કરવી પડતી. આ હરકત મટાડવાને કોઇએ જનાવરને કામમાં લેઈ થોડી અગર તેટલીજ મેહેનતે ઘણા દાણા પકવવાની હાલમાં ચાલતી યુક્તિ કહાડી. અને તે ઘણા કાળથી સુધારો થયા વિના આપણા દેશમાં જેમની તેમ ચાલેછે. બળદને હળે જોડી જમીન ખેડેછે, પછી સમારે બળદને જોડી રોડાં ભાગી જમીન બરાબર કરેછે, તેમાં તરફણે બળદ જોડી અનાજ વાવેછે, કરબડીએ બળદ જોડી ચાસમાં ઉગેલું ઘાસ કાહાડી નાંખી સાફ કરેછે, અને આખરે અનાજ પાકે ત્યારે કાપી જેમાં જોઇએ તેમાં બળદની મદદ લેઈ, કણસલાંમાંથી દાણા છુટા પાડેછે, એ દાણા ને ઘાસ ગાડામાં ભરી બળદની મદદથી ઘેર લાવેછે. એ રીતે બળદ હાલની ચાલતી ખેતીની રીતમાં ખેડુતોના હાથ પગ થઇ પડ્યો. એક ઘડીભર તેના વિના ચાલે નહીં. બળદ મરી જાયતો તે ખેડુતને તેના ઘરમાંનો તેનો વહાલો છોકરો મરી ગયા જેવું થાય, એવું થયું. અને એ વાત ખરીછે કે હાલની ચાલતી ખેતીની રીતમાં ખેડુતને બળદ એટલું ઉપયોગી પ્રાણી છે.

આ રીત સેંકડો વરસથી ચાલી આવે છે તો પણ તેમાં બીજા દેશોમાં થયો તેમ આ દેશમાં સુધારો કેમ ન થયો ? ઈંગ્લાંડ જેવા થંડા મુલકમાં નહીં ઉપજ થાય એવી જમીન કરતાં આપણા દેશની હજારો ગણી સારી જમીન છતાં, ઈ-

ગ્લાંડના ખેડુતો કરતાં આપણા ખેડુતોની હાલત સારી કેમ ન થઈ ? આ બંને સવાલનો જવાબ આપણે મુસલમાની રાજ ઉપર લાવી મુકીએ છીએ. અને એ વાત કેટલેક દરજે ખરી છે, બલકે બીલકુલ ખરીછે એમ માનીશું. લગભગ છસેં વરસ સુધી આપણા દેશમાં મુસલમાની રાજ રહ્યું, તે વખતમાં બધી હિંદુરૈયત ઉપર જુલમનો વરસાદ વરસવાથી ખેતીમાં અનાજને બદલે દુખનાં ફળ ઉગ્યાં. મુસલમાનોએ હિંદુઓને વટલાવવાથી જાતીબંધન મજબુત થયું. ને તેથી ખેતી કરનારી મૂખ્ય જાત એકજ રહી. જ્યારે બંધન નહોતું ત્યારે જેની મરજીમાં આવે અને જેની ગમ પહોંચે તે ખેતી કરતા. પણ પછી તો મૂખ્યત્વે એકજ જાત ખેતી કરનારી રહી. વિદ્યા ઘટવાથી અકલ ઘટી ને તેથી દરેક હુન્નર જ્યાં હતો ત્યાંજ રહ્યો, ત્યાંથી આગળ ચાલી શક્યો નહીં. આટલું છતાં પણ સારી જમીનને લીધે ચાલતી રીતથી પણ પાક પુષ્કળ થતો. પણ તે ઉપર અનેક તરેહના કર અને હરકતોથી ખેડુતોના ઘરમાં ખરો પાક થોડો જતો; ને તેથી તે બાપડા ગરીબ રહેતા. તેમનામાં કાંઈજ નહીં જેવી વિદ્યા હોવાથી ખેતીની રીતમાં સુધારો કોણ કરે ? તેમના ઉપર જુલમ ને કરથી તેમની હાલત સારી શી રીતે થાય ? અને તેથી બાપડા ખેડુતોની અને ખેતીનાં ઓજારોની હાલત જેમની તેમ રહી ? ખેડુતને ખેતી, તેમને મદદ આપ્યાથી, તેમના ઉપર જુલમ ઓછો હોવાથી, અને નહેરો વગેરેનો આશરો આપ્યાથી સુધરે છે.

અસલના રજપુત રાજાઓના હાથ પગ તેમના ખેડુતો હતા. અને તેવું તેઓ જાણતા પણ ખરા. તેથી તેઓ ખેડુત ને ખેતી ઉપર જુલમ ઓછો થાય ને જોઇતી મદદ મળે તેવા ઉપાય કરતા; ને તેથી ખેતીની રીતમાં ને ખેડુતની હાલતમાં વખતે વખત કોઇ કોઇ જાતનો સુધારો થતો. મુસલમાની રાજમાં એ મદદ આપનારા અકબરને ફીરોજ જેવા થોડાજ પાદશાહો થયા. જુલમી ઘણા થયા. તેથી તેમની હાલત જેવી હતી તેવી પણ ન રહેતાં ઉલટી બગડી.

અંગ્રેજ સરકારનું રાજ આવતા પેહેલાં ખેડુતોને કેટલી આપદાઓ વેઠવી પડતી? ખેડુતને ખાતરી નહીં કે મારી મેહેનતથી પકવેલું મારૂં અન્ન, ઘાસ તથા લાકડાં હું સુખેથી ભોગવી શકીશ. જ્યાં સુધી ખેતરમાં હોય ત્યાં સુધી તો બીલકુલ ખાતરી નહીં, ઘેર આવ્યા પછી પણ અરધી ખાતરી. જેટલું ઘેર આણી ભોગવે તેટલાનીજ ખાતરી. ખેતરમાંથી લુટારા, ચોર, ધાડપાડું, ગોસાંઈ અને કેટલીક વખત રાજાનાજ સિપાઇઓ ઘાસ દાણા લેઈ જતા. પોતાના અને પોતાના અનાજના રક્ષણના બદલામાં કર રાજાને આપતાં છતાં, પણ તેનેજ માટે પોતાની ગાંઠના પૈસા ખરચી ખેડુતોને માણસો રાખવાની જરૂર પડતી. તેથી એક જણની મેહેનતનું ફળ એક જણને મળવાને બદલે બે જણને અને વખતે ત્રણ (બે સિપાઇને એક પોતે) જણને મળતું. આટલું છતાં પણ વધારે મોટું ધાડું આવીને લુટી જાય તો જાય. ઘેર લાવ્યા પછી પણ

તે ભોગવવાની પુરી ખાતરી નહીં. ઘરમાંથી ચોરાયાનો ને ધાંડ પાડી લેઈ ગયાની ઘણી બીહીક રેહેતી ને ઘણીવાર તે પ્રમાણે ચોર કે ધાડપાડું લેઈ જતા. ખેડુત અને ખેતીનું જ્યાં આવું રક્ષણ હોય ત્યાં ખેડુતને ખેતીની સારી હાલત શાની હોય ? ને આશા પણ શી ? ખેડુતો પાસેથી કર લેછે તેના બદલામાં તેનું રક્ષણ બરાબર થાય અને તેની મેહેનતનું ફળ તેનેજ લેવા દે તો અલબત તેને થોડા પણ લાભ વધારે થાય ખરો.

આપણા ખેડુતોની હાલત ઘણીજ કંગાળ છે. ઈંગ્લાંડના જમીન કરતાં હિંદુસ્તાનની જમીન ઘણીજ સારી ને ફળદ્રુપ છે, તો પણ હિંદુસ્તાનના ખેડુતો ઈંગ્લાંડના ખેડુતો આગળ કંગાળ જેવાછે તેનું કારણ શું ? ઈંગ્લાંડના એક ખેડુતના ઘરમાં તપાસ કરીશું તો તેનો ખોરાક, તેનાં રાચ રચીલાં, અને સુખની વસ્તુઓ હિંદુસ્તાનના ખેડુતો કરતાં ઘણેજ દરજ્જે સરસ માલમ પડશે. અંગ્રેજ ખેડુતના ઘરમાં કોચ, ખુરશી, ટેબલ, લેમ્પ, રેહેવાને સુઘડ ઘર, પેહેરવાને સારાં ને ધોએલાં લુગડાં, ફરવાને ગાડી, ખાવાને સારો (મિષ્ટાન્ન નહીં) સુખાકારી ખોરાક ઘણું કરીને હોયછે, ત્યારે બાપડા હિંદુ ખેડુતના ઘરમાં રાંધવાનાં માટીનાં વાસણ એક પીતળનો લોટો, બેસવાને જમીન (સાદડી પણ નહીં,) રેહેવાનું ઝુંપડું અને ફરવાને તેનું ખેતીનું ગાડું, ખોરાકમાં ભડકું કે બાજરા બંટીના રોટલા, પેહેરવાને મેલાં જાડાં ખાદીનાં લૂગડાં, વિના બીજું કાંઈ ભાગ્યેજ હોયછે. જ્યારે અંગ્રેજ ખેડુત થોડા ઘણા પણ પૈસાવાળા હોયછે

ત્યારે બાપડા હિંદુ ખેડુત (ઘણું કરીને બધા) કરજના ખા-ડામાં ડુબેલા હોય છે. અંગ્રેજોની જમીન હિંદુઓ કરતાં ઘણી નઠારી છતાં આટલો બધો બંને ખેડુતોની હાલતમાં તફાવત શાથી ? જુલમને ગેરવાજબી કરથી. હિંદુ ખેડુતો ઉપર જેટલો જુલમ ને ગેરવાજબી કર લેવાયોછે ને લેવાય છે, તેટલો ત્યાંના ખેડુતો ઉપર નથી. ત્યાંના ખેડુતોની ખેતી કરવાની રીત યંત્રોને ઘોડાવડે છે. તેથી વધારે પાકે એ ખરૂં. પણ તે તો ત્યાંની જમીન નઠારી છે તેનું સાટું વાળે. યંત્રોની મદદથી આ-પણા જેટલું (કાંઈક વધારે) પકવી શકે તોપણ તેમની હાલત આપણા ખેડુતો કરતાં સારીછે તેનું કારણ તો ઉપર કહ્યું તેજછે. આપણે તેમના યંત્રો વડે ખેતી કરીએ તો તેમના કરતાં વધારે પકાવી શકીએ. ને તેમના કરતાં વધારે સારા થ-ઇએ. પણ હાલમાંજ જો આપણા ઉપરના જુલમને કર ઓછા થાય તો આપણા હાલ હાલના સંચાવડેજ આપણી હાલત સારી થાય એમાં શક નથી. ત્યારે તે જુલમ ને કર તે કયા ને કેવાછે તે આપણે તપાસીએ.

ખેડુતો ઉપર લેવાતો કર તે જમીન ઉપરનું મેહેસુલછે. એ મેહેસુલ જુદા જુદા રાજમાં જુદી જુદી રીતે લેવાતું હતું. હિંદુરાજમાં જમીનમાં પાકેલા અનાજનો છઠો ભાગ લેવાતો હતો. અને મુસલમાની રાજમાં રાજાની મરજી પ્રમાણે કોઇવાર છઠો, ચોથો ને વખતે અરધો ભાગ પણ લેવાતો હતો. અકબ-રના રાજમાં ત્રીજો ભાગ લેવાતો. કેટલાક પાદશાહોના વખત-

માં એ મેહેસુલ સીવાય જજીઆ વગેરે બીજા વેરા પણ લેવાતા હતા. જમીન ઉપરના આ મેહેસુલના દાણા ઉઘરાવવાની રીતમાં ઘણો જુલમ હતો. દાણા પાકવાની તક થાય ત્યારે સરકાર તરફથી એક માણસ આવીને ઉભા છોડ જોઇને પાકનો અડસટો કહાડી જાય. એ માણસ ખેડુત પાસેથી લાંચ લેઇને ઓછો વત્તો અડસટો કહાડતો. દાણા તૈયાર થાય ત્યારે સરકારી માણસ આવીને વેહેંચે, અને તેમાં પણ વેહેંચનારો માણસ લાંચ લેઇને ઓછા વત્તા વેહેંચતો. દાણા ઉઘરાવવાની આ રીતથી ખેડુતો ઉપર બેસતમ જુલમ ગુજરતો હતો. તેની દાદ કે ફરીઆદ સાંભળનાર કોઈ નહીં હતું. તેથી બાપડા ખેડુતો એ જુલમ મુગે મોંઢે સાંખતા હતા. વળી ગાડાંની વેઠ એ પણ એક જાતનો જુલમ હતો. એ જુલમ અટકાવવાના હેતુથી અને ઉઘરાતદારો સરકાર અને ખેડુત એ બેની વચમાંથી ખાઇ ન જાય એવા હેતુથી અકબરે જમીન મપાવી, અનાજનો પાક નકી કરી, ત્રીજા ભાગના દાણા અગર રૂપીઆ લેવાનો આંકડો નકી કર્યો હતો. તેથી એ જુલમ અટક્યો. પણ એ પ્રમાણે થોડીજ મુદત ચાલ્યું. પાછી અસલ રીત ચાલી. તે છેક પેસ્વાઈ ગાયકવાડીમાં ખેડુતોની ખેતી ઉપર જુલમજ જુલમ વરસી રહ્યો. ઇજારદારો જ્યાં ત્યાં જુલમ કરી પોતાનું ઘર ભરતા. તે પાછું અંગ્રેજી રાજ આવ્યાથી અટક્યું છે. અંગ્રેજી રાજ આવ્યું ત્યારથી પાછી અકબરની રીત ચાલી ને ઉઘરાતદારોને ઇજારદારોના થતા જુલમ અટક્યા.

તોપણ ખેડુતોની હાલત જેમની તેમજ છે. તેનું કારણ શું! અલબત આઠ દશ વરસ હાલમાં દાણાની મોંઘવારી ગયાથી પેહેલાં કરતાં ખેડુતોની હાલત કાંઇક સુધરીછે ખરી તો પણ તે જુલમ કે કર ઓછા થયાથી નહીં, પણ દાણાની મોંઘવારીથી. ત્યારે હવે ખેડુતોની હાલત સુધરવામાં હાલ બીજી કઈ કઈ હરકતો છે ?

અંગ્રેજી રાજ આવ્યાથી પેહેલાં કરતાં ખેડુતો ઉપરનો જુલમ ઓછો થયો એ વાતની આપણાથી ના કહેવાતી નથી, પણ તેથી કાંઈ કર ઘટયો નથી. માત્ર વચમાંના કારભારીઓ ખાઈ જતા, તે અંગ્રેજી ખજાનામાં જવા લાગ્યા એટલુંજ થયું. ખેડુત પાસેથી ઉપજનો જેટલો ભાગ જુલમી વખતમાં જતો, તેટલોજ બલ કે તેથી પણ વધારે ભાગ અંગ્રેજ સરકાર લેછે એટલે ખેડુત ઉપરનો બોજો કાંઈ ઓછો થયો નથી. વડતો જોવીને તેવીજ ધમવોકાર ચાલે છે. દેશી રાજમાં છઠો ભાગ સરકાર લે, ને તેથી બમણું લાંચમાં જાય એમ ગણીએ તો પણ ખેડુતના હાથમાં બેતૃતિઆંશ આવતા. અકબરે એ બધું વિચારીનેજ ત્રીજો ભાગ સરકારનો ઠરાવ્યો હતો. પણ અંગ્રેજ સરકારના જુલમી નહીં પણ યુક્તિવાળા કરોથી બાપડા ખેડુતોના હાથમાં અરધો ભાગ પણ જતો નથી. તો પછી અંગ્રેજી રાજમાં ખેડુતોની હાલત સારી ક્યાંથી હોય ? તેની ખાતરી કરવા સારૂ આપણે હાલના સુધરેલા જમાનાના સુધરેલા અંગ્રેજી રાજના ખેડુતોના હક સાથે જંગલી ને ઝનુની

મુસલમાની રાજના વખતના અરધા સુધરેલા અકબરનાં રાજના ખેડુતોના હકનો મુકાબલો કરીએ.

અકબરના રાજમાં જે જમીન પસાયતામાં પળાતી, જે જમીન ઇનામીઆ હતી કે ગરાસની કે વાંટાની હતી એ જમીન સરકારી ગણાતી નહીં હતી. એવી જાતની જમીન બાદ કરતાં જે ખરી સરકારી જમીન હતી તેનાજ ઉપર માત્ર કર લેવાતો હતો. અંગ્રેજ સરકારે ઇનામ કમીશન કહાડી ઇનામીઆ, પસાયતાની અને બીજી જે જમીન નકરી ( મકૂંત ) પળાતી તે બધી જમીન સરકારી આપણી (સરકારીઆ જેવી) સકરી કરી. (દરમાં કાંઇક તફાવત રાખ્યોછે.) અકબરના વખતમાં મેહેસુલનો દર ઠરાવનાર મોટા પગારનો અમલદાર હતો અને તેની તપાસ રાખનાર તેનો વજીર હતો. એ રૂશવતથી દર ઠરાવવામાં વધઘટ થતી નહીં. અંગ્રેજી રાજમાં એ દર ઠરાવવામાં કલાસવારી કરનાર લાંચ લેઇ કેટલો જુલમ કરેછે એથી સૌ કોઈ જાણીતું છે. એટલે લાંચ નહીં આપનાર ખેડુતોનો દર વધારે ઠરેછે. તેના દાખલા તપાસ કરતાં ઘણે ઠેકાણેથી મળી આવશે. અકબરે ત્રીજો ભાગ લેવાનો ઠરાવ કર્યો હતો એ ત્રીજા ભાગના દાણા કે રૂપીઆ આપવાનું ખેડુતની મરજી ઉપર રાખેલું હતું. પણ અંગ્રેજી રાજમાં તો માત્ર રૂપીઆજ લેવાય છે. રૂપીઆનું ચલણ જુદે જુદે ઠેકાણે જુદી જુદી જાતનું હોવાથી ખેડુતોને તે રૂપીઆ વટાવી તેમને મુંબાઇગરા સરકારમાં ભરવાની જરૂર પડે છે. ખેડા-

જીલ્લાના ઘણા ભાગમાં વડોદરીઆ, ભરૂચમાં ભરૂચી ને સુરતજીલ્લામાં સુરતી રૂપીઆ ચાલેછે. ખેડુતોની પાસે દાણાના રૂપીઆ ત્યાંના ચલણી આવેછે તે વટાવી બજારમાં જે ભાવ હોય તે આપી તેના મુંબાઇગિરા રૂપીઆ લેઈ તેને સરકારમાં ભરણું કરવાની જરૂર પડેછે. આ કારણથી ભરણાના વખતમાં મુંબાઇગિરાનો ભાવ ઘણો વધી જાયછે. એ જાદે ભાવ આપીને પણ મુંબાઇગરા લેવા પડવાથી ખેડુતોને ઘણું નુકસાન ખમવું પડેછે. આવું છતાં પણ ખેડુત રૂપીઆ ભરવા જાયત્યારે ટલાટી કહેછેકે આ રૂપીઓ તો ખોખરો બોલે છે, આ તો કાળોછે, આતો કાનસ વાળોછે એમ કરી કરીને ખેડુતને બે ધકા વધારે ખવડાવી રૂપીઓ રેડો મારી ખાય તેતો જુદો. તેમજ બાપડા ખેડુતો અજ્ઞાન હોવાથી તથા વાંચતાં આવડતું ન હોય તેથી તેને છેતરીને તેના ખાતામાં જેટલા હોય તે કરતાં બે ચાર રૂપીઆ વધારે મારી ખાય તે પણ વધારામાં.

અકબરના વખતમાં આ અડચણ મટાડવાને દાણાનો ત્રીજો ભાગ લેવાતો એ બહુ સારૂં હતું. અકબર જો વરસાદ ન આવે, તીડ આવે કે કાળ પડે તો ખેડુતો પાસે કર માફ કરતો હતો; અંગ્રેજી રાજમાં એવા ઠરાવછે ખરો પણ તે પ્રમાણે કોઇવાર થએલું ભાગ્યેજ જણાયછે. આટલી બધીવાર તીડો ખેતીનો ઘાણ કહાડેછે, વરસાદની રેલ પાક કહોવડાવેછે, કે વરસાદની તાણ પાક બાળેછે તોપણ કોઈ ખેડુતની કોઇવાર તેના ઓછાવત્તા પાકની તપાસ થઇ હોય એવું થયું નથી. આઠ વરસથી

વિશેષે કરીને થોડા પાકને લીધે મોંઘવારી ચાલેછે પણ કોઈ ખેડુતને તેના કરની માફી ભાગ્યેજ મળી હોય! આતો ઉલટો એવો હુકમ થયોછે કે કોઈ ખેડુત વખતસર પૈસા ન ભરી શકે તો તેની પાસેથી દરરૂપીએ રોજ અરધી પાઈ વ્યાજ લેઈ તેનો માલ, ઢોર વગેરે હરરાજ કરી મેહેસુલ વસુલ કરવું. અને તે પ્રમાણે વ્યાજ સુધાં વસુલ થાયછે, પણ કોઇ પુછતું નથી કે તેથી મેહેસુલ શા કારણથી વખતસર ન ભરાયું? એમાં કસુર કોનીછે? જાણી જોઇને ભર્યા નથી કે પાક થયો નહીં તેથી ન ભર્યા? આતો જ્યાં ત્યાં વર મરો, કન્યા મરો પણ ગોરનું ત્રભાણું ભરો. અકબરના વખતમાં ગણોતનામું, ભાડાનામું, વેચાણ કે ઘરેણાઉ ખત, લેણા દેવાની અરજી, લેણા દેવાનું ખત એ કશા ઉપર સરકારી સ્ટાંપનો કાગળ નહોતો, સાદે કાગળે ચાલતું હતું. રજીસ્ટર આકટ પણ નહોતો. અંગ્રેજી રાજમાં ડગલે ડગલે તે દરેક બાબતમાં સરકારી સ્ટાંપનો કાગળ. ગણોતનામું લખવું હોય તો સ્ટાંપનો કાગળ, ભાડાનામું લખવું હોય તો સ્ટાંપ, વેચાણ કે ઘરેણાઉ ખત લખવું હોય તો, લેણા દેવાનું ખત લખવું હોય તો, સરકારમાં ફોજદારી કે દીવાની અરજી કરવી હોય તો એમ દરેક બાબતમાં સ્ટાંપ જોઇએછીએ. આ બધી બાબત ઉપર વિચાર કરીએ તો શું એમ સ્પષ્ટ માલમ પડતું નથી કે અકબરના વખત કરતાં અંગ્રેજી રાજમાં ખેડુતો ઉપર જુદી જુદી જાતના ઘણા કરોછે તે તે બધાનો સરવાળો લેઇ આ ડસટો કહાડીએ તો તે અક-

બરના ત્રીજા ભાગ કરતાં બમણો થાય? લોકલફંડનો ટાકસ હમણાંજ અંગ્રેજ સરકારે ખેડુતો ઉપર નવો નાંખ્યોછે. ને તે તેમનાજ ફાયદાને માટે એટલે રસ્તા, કુવા, તળાવ, નેહેરો અને તેમની કેળવણીને માટે છે. પણ તે પ્રમાણે કેટલું થાયછે તે હું આગળ બતાવીશ પણ આ ઉપરનો મુકાબલો બતાવવા-ની મારી મતલબ એટલીજ છે કે મુસલમાન જેવી જુલમી પ્રજામાં ને જુલમી વખતમાં અકબર જેવા પાદશાહે ખેડુતો ઉપર રેહેમદીલથી નાંખેલા કર, અંગ્રેજી સુધરેલી પ્રજાના નાં-ખેલા કર કરતાં સારા ને થોડા હોય તો અંગ્રેજ સરકારને એ બાબત ધ્યાનમાં લેવા જેવીછે.

ખેડુતો ઉપર પડતા કર સીવાય પણ ખેડુતોની હાલત નઠા-રી રહેવાનાં બીજાં કેટલાંક કારણોછે જે હું આ નીચે બતા વવાને પ્રયત્ન કરીશ. પણ તે પેહેલાં એ ખેડુતો જે જમીન ખેડે છે તે જમીન કેવીછે તે વિશે મારે બે બોલબોલવા જોઇએ. †

ખેડા, અમદાવાદ, અને તેની આસપાસની જમીન ગોરાડું, કાઠીઆવાડની પણ ઘણી ખરી તેવીજ અને સુરત તથા ભરૂચ અને તેની આસપાસની જમીન ઘણી ખરી કાળી અને ચી-કણીછે. મહીકાંઠા, રેવાકાંઠા ને કાઠીઆવાડના કેટલાક ભાગની

---

† આ નિબંધ લખવાની મારી મતલબ ગુજરાત વિશેછે માટે આ બાબતમાં પણ મેં ગુજરાતની જમીન અને ખેડુ તોજ માત્ર ગણ્યાછે.

જમીન કાંકરીવાળી અને પથરવાળીછે. મહીકાંઠા, રેવાકાંઠા, પાલણપુર, સુરત ઈલાકો અને કાઠીઆવાડનો કેટલોક ભાગ એ ડાણુવિનાનો પડતરછે. ગુજરાતના પૂર્વ, ઇશાન ને અગ્નિખુણાના ભાગમાં અને ગીરમાં ઝાડી ઘણીછે. ખેડા જીલ્લાની, સુરત, ભરૂચ અને અમદાવાદ જીલ્લાના કેટલાક ભાગની જમીન સૌથી સારીછે. ગાયકવાડી રાજની વડોદરા, પેટલાદને નવસારીની આસપાસની જમીન પણ તેવીજ છે.

એ જમીનમાં ઘણી જાતનાં અનાજ, અને તમાકુ, શેરડી વગેરે થાયછે. ખેડાજીલ્લાના જે ભાગને ચરોતર કહેછે ત્યાંની જમીનમાં તમાકુ ઘણીજ થાય છે. માતર પ્રગણામાં કસુંબાનાં ફુલ, ને બોરસદ પ્રગણામાં ગળી જે ગુજરાતના કોઇ ભાગમાં થતાં નથી તે થાયછે. જીરૂ, વરીઆળી પણ ઘણાં થાયછે. ત્યાંના કેટલાક ભાગની જમીન તો અફીણ થાય એવી પણછે પરંતુ અંગ્રેજ સરકારની મનાને લીધે કોઈ પકવતું નથી. નવસારી ને દશકોસીમાં શેરડી ને ગોળ પુષ્કળ થાયછે. ભાલમાં ને હાંસોટામાં ઘઉં સારા ને પુષ્કળ થાયછે. ચીખલીને દસક્રોઇની ડાંગર ઘણીજ વખણાયછે. કાનમ, ચરોતર, ને ઝાલાવાડ તથા પાલણપુર ભણીનું રૂ સારૂં થાયછે. મહીનદીની કાંઠાની જમીનમાં મકાઇ ને રેવાકાંઠાના પૂર્વ ભાગમાં ચારોળી થાય છે. ગીરની, મહીકાંઠાની ને રેવાકાંઠા તથા સુરત ઈલાકાની ઝાડીમાંથી સાગ ને સીસવ વગેરે ઉપયોગી કાઠ થાયછે.

જે દેશમાં આવી સારી ફળદ્રૂપ જમીન પરમેશ્વરે આપી

છે તે દેશના ખેડુતો પણ કાંઈ ઓછા મેહેનતુ નથી. એ ખેડુતોમાં મૂખ્ય પાટીદાર અગર કણબીછે. એ વિના ગરાસીઆ, મુસલમાન, કોળી, ભીલ, વાઘરી, નાયકડાં વગેરે ઘણી જાતના ખેડુતો છે. પણ તેઓમાં કણબી મૂખ્ય ખેડુતો છે ને તેઓજ મેહેનતું છે. મહીકાંઠાના ભીલ ને કોળી, રેવાકાઠાનાં નાયકડાં, એ થોડા મેહેનતું ને થોડું ખાધા જેટલું પકવી બેસી રેહેનારા છે. પણ એ લોકોની થોડી સંખ્યા બાદ કરી તો બાકીના કણબી ખેડુતો ઘણાજ મેહેનતું છે.

તેઓ જ્યાં ફાવેછે ત્યાં વરસમાં બેવાર પાક પકવેછે. ગુજરાતમાં દુકાળ જવલેજ પડેછે, પાક સારા થાયછે, ખેડુતો મેહેનતુંછે, તોપણ તેઓ પૈસાદાર થતા નથી, તેમને રેહેવાને સારાં મકાન, પેહેરવાને સારા પોશાક કે ખાવાને સારો ખોરાક મળતો નથી, તેઓ કરજના ખાડામાંથી તરી આવતા નથી, તેમને લુગડાં ઘરેણાં કે રાચરચીલાં મળતાં નથી તેનાં ત્રણ કારણોછે. એક રાજ કરતાનો જુલમ ને જુલમી કર, તેમનામાં લગ્ન સંબંધી ભુંડા ચાલ ને કેળવણીની ખામી એ ત્રણ કારણોથી તેમની એવી નઠારી હાલત રેહેછે.

રાજ કરતાના જુલમી કર વિશે આપણે પાછળ કહી ગયા. રાજ કરતાના જુલમી કર કરતાં તેમનું ખેડુતોની હાલત ઉપર બેદરકારપણું પણ કાંઈ ઓછું નથી. જો રાજા તેમની હાલત સુધરવાની દરકાર રાખે, જે લોકલફંડનો ટાક્સ ખેડુતોમાં કેળવણી વધારવા તથા ખેતીમાં સુધારો કરવા નંખાયો

છે તે ટાકસની ઉપજ બરાબર તેમને ઉપયોગી કામમાં ખ-રચાય તો તેમની હાલત સુધરે ખરી. હવે બીજી બાબત તેમનામાં લગ્ન સંબંધી ભુંડા ચાલ એ છે તે ઉપર વિ-ચાર કરો.

એ ચાલમાં દીકરી પરણાવવાનું ખરચ એ મૂખ્ય છે. તેમને દીકરી પરણાવતાં એટલું ખરચ થાયછે કે તેમનામાંના ઘણાનેતો કરજના ખાડામાં પડવું પડેછે અને પછી તેમાંથી નીકળાતું નથી. દીકરી પરણાવ્યા પછી વળાવતાં, પાછી તેડે ત્યારે, અધરણી આવી છોકરો થાય ત્યારે, જુદી રહે ત્યારે એમ અનેક તરેહનું ઘણું ખરચ કરવું પડેછે. પાછાં છોક-રીને છોકરાં થાય તેને ઘરેણાં ગાંઠા ને લુગડાં કરવાં પડે, એવું ખરચ કરવું પડેછે. જેઓ પાટીદાર ગરાસવાળાછે તે-ઓ પંડે ખેતી કરવા જતા નથી. એટલે ખેડનારને અરધો હિસ્સો જાય, સરકારને ભરવું પડે, ને બેઠાં બેઠાં ખાવું, અફીણ તમાકુ કરવાં એમાં તથા છોકરીને પરણાવવામાં અને ઉપર કહ્યા પ્રમાણે બીજા ખરચોમાં એ બાપડાની જ-મીનની ઉપજ પહોંચી શકતી નથી અને અંતે તેને કરજ કરવું પડેછે. એનું વ્યાજ પાછું વધારામાં ભરવું પડે. એટલે જમીન—ગરાસ વેચવો પડે. ને તે ઓછી થઈ અંતે દુખી થાય એમાં શું નવાઇ? પણ આ બધું હાલમાં થોડાં વરસથી અટક્યું છે. જે ખરચ પેહેલાં થતું—તથા તેને લીધે જે છોકરીઓની હત્યાઓ થતી તે હાલમાં અટકી છે. કણબીઓ

પાટીદારોને કન્યા દેવામાં આ રીતે ડુલી જતા. તેમણે પોતાના છોકરા વાંઢા મરતા જોયાથી સંપ કરી કુળવાનોને કન્યા દેવાની બંધ કરીછે તેથી તેમનામાં કન્યાની છત થઈ છે ને જે ખરચ કુળવાનોને દેવામાં કરવું પડતું તે ઘટ્યું છે ને તેથી બાળ હત્યાઓ બંધ થઈ ગઈ છે. કુળવાનોને લીધા પ્રમાણે ખરચવું પડતું તે તેમનામાં કન્યાની અછત થવાથી ઘટ્યું અને આજે તેમની એ સંબંધી સારી હાલત થવાનો વખત આવ્યો છે, પણ આજસુધીમાં તેમની હાલત નઠારી રહી, તેના કારણમાંનું આ એક કારણ આજસુધી હતું ખરું. હજુ તેમનામાં જે સુધારા થયાછે તે ઘણાક ખામી ભરેલાછે માટે તેમાં તેમણે સુધારો કરવો જોઇએ.

હવે છેલ્લું કારણ કેળવણીનું છે. એ બાબતની તેમનામાં ઘણીજ ખામી છે. ગુજરાતમાં કણબીઓની વસ્તી બીજી બધી જાતો કરતાં વધારેછે તેમ છતાં બીજી બધી ઉંચ વરણ કરતાં તેમનામાં કેળવણી ઘણીજ ઓછી છે. અંગ્રેજી રાજ આવતા પહેલાં કણબીઓમાં હજારે એકજણ પણ ભણેલો ભાગ્યે નીકળે !! અંગ્રેજી રાજ આવ્યા પછી અને આજે કેળવણીનો આટલો ફેલાવો થયો છે ત્યારે પણ કણબી એકુતોમાં સેંકડે એકજણ પણ ભણેલો નીકળશે નહીં !!! કેળવણી માટે સરકારે લોકલફંડ કહાડી સરકારે તે લોકોની પાસેથી કર લેવા માંડ્યો પણ તેથી તે લોકોને કાંઈ પણ ફાયદો બાબેજ થયો હોય. બીજાઓને થયોછે.' પણ જેની પાસેથી

લોકલફંડના પૈસા લેવાયછે તેને ફાયદો થાય એવો પ્રયત્ન થવો જોઇએ. પણ તેમ ન થવાથી તે લોકો તેથી બેનસીબછે. ગુજરાતમાં ૬૮ છોકરા કેળવણી લેછે ને તે ઉપર પાંચલાખ કરતાં વધારે ખરચ થયોછે. સન ૧૮૭૧—૭૨ માં દરેક ૭૫ માણસે એક જણ કેળવણી લેતો જણાયો છે. ને ૬૨ નીશાળીઆ દીઠ સાડાસાત રૂપીઆ ખરચ થયો છે. ખેડુતોની વસ્તી અરધ કરતાં વધારે છતાં તેમના માત્ર ૧૦ હજાર નીશાળીઆ કેળવણી લેછે. લોકલફંડની ઉપજ એ વરસમાં ૨ લાખ ૨૮ હજાર રૂપીઆ થઇછે એટલે ખેડુતોને દર છોકરે ૨૨ કરતાં વધારે રૂપીઆ ખરચ થયું છે. આ ઉપરથી સમજાયછે કે પ્રમાણમાં બીજી જાતના કણબી કરતાં કેળવણી લેનાર વધારે છે. અને કણબી પાસેથી બીજા કરતાં વધારે રૂપીઆ ખરચ લેછે. અને તેમ છતાં ઊંચા વર્ગની કેળવણી લેનાર કણબીઓ થોડા છે. ઉપલા દશહજાર કણબીમાંના છોકરામાંના હાઇસ્કુલમાં ૩૨ માત્ર ભણનારા છે ને કાલેજમાં તો એકે નથી. હલકા વર્ગના અંગ્રેજી સ્કુલોમાં ૧૭૬ મળીને લગભગ ૨૦૦ કણબીના છોકરા માત્ર અંગ્રેજી ભણનારા છે. ત્યારે કુલ અંગ્રેજી ભણનાર ૪૫૦૦ કરતાં વધારે છે. એજ પ્રમાણે ટ્રેનિંગ સ્કુલોમાં કુલ ૧૩૦ કરતાં વધારે ભણનારામાં કણબી માત્ર ૯ છે. બધી મળીને ૪૫૦૦ છોકરીઓ કેળવણી લેનારીછે ત્યારે તેમાં કણબીની માત્ર ૧૯૮ છે. આ બધા મુકાબલા ઉપરથી શું એમ માલમ પડતું નથી કે ગુજરાતના ખેડુતો

બીજી બધી જાતો કરતાં કેળવણી લેવામાં ઘણા પછાતછે?

આવી જાતની કેળવણી સંબંધી તેમની સ્થિતિ હોવાથી તથા તેમનું ધ્યાન એવી પાછળજ લાગ્યાથી બાપડા ભોળા અજ્ઞાની એકુતો હીસાબી કામમાં વાકેફ ક્યાંથી હોય? એવા લોકો પાસેથી વેપારી વાણીઆ અનાજ, ઘી વગેરે લેવામાં ઠગી જાય તેમાં શી નવાઈ? અનાજ તોળવામાં લગાર લગાર વધારે તોળે તો તેને વાસ્તે શું ઉદાર ભોળા એકુતો બોલે? એ રીતે ભાવ તોલમાં ઠગે; હીસાબતો બિચારા અજાણ લોકો ભણ્યાજ ક્યાંથી હોય? એટલે હીસાબમાં પણ છેતરે. નાણાં બાજે જોઈએ તો તેમને ધીરનાર વાણીઆ વિના બીજા કોણ મળે? પાંચ આપે ને ચઢાવો કરી છ લખે, દશ આપે ને બારનું 'સોએ એકસો દશનું એમ ચઢાવો કરી' ખત લખે. એ રીતે બ્યાજ ને ચઢાવો બંને લે; વરસો વરસ બ્યાજ ગણે ને તેમાં પણ વધારે ગણે. તે રૂપીઆને બદલે પાછા દાણા લે. વળી પાછો ભાવ તોલમાં છેતરે ને શરમાવી વધારે લે. એ રીતે કણબીના ઘાચ રૂપી કેરીને સરકારે નીચોવી રસ લેઈ લીધા પછી વાણીઆ તેનો કુચો કહાડી નાંખેછે. એટલે કુચામાંથી રસ કહાડો કણબીઓ શી રીતે સારા થાય? એ ત્રણ કારણોથીજ તેમની હાલત કંગાળ છે. તે કારણોમાંના બે કારણો આપણી શાણી સરકારના હાથમાં છે. તેમના ઉપરના જૂલમ ને કર ઓછા કરવા એ, તથા તેમની કેળવણી ઉપર પુરતું ધ્યાન આપી, તેમની

પાસેથી લીધેલા પૈસા, તેમને કેળવણી આપવા પાછળ વાપરવા એ કામ આપણી સરકાર સેહેલાઈથી કરી શકે એવું છે. ને ત્રીજું લગ્ન સંબંધી ભુંડા ચાલ તો મારા પાછળ કહેવા પ્રમાણે અટક્યા છે, ને જે હશે તે ધીરે ધીરે તેમનામાં કેળવણીનો ફેલાવો થયો તો બંધ પડશે, એમાં કાંઈ શક નથી. માટે ઉપલી બાબતો ઉપર સરકારે સંપૂર્ણ લક્ષ આપવું જોઇએ. અંગ્રેજ સરકારે લોકલફંડમાંથી અલબત ઘણાં ગામડાંમાં ખેડુતોને કામ લાગે એવી નિશાળો કહાડીછે અને તેથી તેમના કેટલાક છોકરા કેળવણી લેતા થયાછે એ વાત ખરી પણ પ્રમાણમાં તેમની સંખ્યા ઘણીજ ઓછી છે તેનું કારણ તેમની પાસેથી લેવાતી ફી છે. મૂળે ગરીબ, ખેતીમાં છોકરાની મદદની જરૂર અને તેમાં વળી ફી આપીને ભણાવવા એ કારણથી ઘણા ખેડુતો પોતાનાં છોકરાંને નીશાળે મુકતા નથી માટે તેમ ન થાય એવો ઉપાય સરકારે કરવો જોઇએ.

---

# પ્રકરણ ૩ જું.

## વિદ્યા હુન્નરથી ઉપજતા પદાર્થો.

ખેતીમાં પાકેલા જુદા જુદા પદાર્થો જુદા જુદા હુન્નરોની મદદથી જુદા જુદા કામમાં આવેછે. આ દેશના એ જુદા જુદા હુન્નરો વિષે વિચાર કરવાનો આ પ્રકરણમાં છે.

આપણા દેશમાં જુદી જુદી કારીગરીને માટે જુદી જુદી જાત નીમેલીછે. જે રિવાજ ઘણું કરીને હિંદુસ્તાનમાંજ છે, બીજા દેશામાં નથી. વિલાયત વગેરે દેશામાં જેને જે આવડે તે તે ધંધો કરેછે. આ બીજી રીતથી દેશને ઘણો લાભ થાયછે. આપણી રીત આપણને ઘણું નુકશાન કરતીછે. મોચી જોડાજ શીવે, દરજી લુગડાંજ શીવે, લુહાર લોઢાનાં હથીઆરોજ કરે, સુથાર લાકડ કામજ કરે વગેરે પણ તેથી ઘણું નુકશાન છે. એક સુથારને સુથારનું કામ ન આવડ્યું ને જોડા સીવવામાં તેની નજર પહોંચી તો તેનાથી તે ધંધો થાય નહીં. એ શખ્સને સુથારનું કામ આવડતું ન હોય એટલે તે બાપડાને આળસુ બેસી રહેવું પડે. ને બાપની કમાએલી પુંજી ઉપર કે તે ન હોયતો ભીખ માગી ગુજરાન ચલાવવું પડેછે. આવાં કારણોથી ઘણા માણસો નિરૂદ્યમી થઈ ભીખારી થઇ જાયછે. તેથી દેશમાં ઉદ્યમ ઓછો થાયછે, ને આખરે તેથી દેશની દોલતને આબાદી ઘટેછે, માટે એવું બંધન બીલકુલ કામનું નથી.

## તેલી પદાર્થો.

ઘાંચી લોકોના ધંધામાં તેમનું મૂખ્ય ઓજાર ઘાણીને બળદ છે. ખેતીમાં પાકેલા તલ, દીવેલી, સરસવ મહુડાંની ડોળી વગેરે તેલી પદાર્થોને ઘાણીમાં નાંખી બળદની મદદથી ફેરવી પીલેછે, ને તેનાં તેલ, દીવેલ, સરસીઉં, ડોળીઉં વગેરે બનાવેછે. એ દરેક જણે દીઠેલું હોયછે એટલે તે વિશે નકામું લંબાણ

કરવાની આ ઠેકાણે જરૂર જણાતી નથી. એ ઘાણીમાં નાળી-એરનાં કોપરાંને પણ પીલીને તેનું કોપરેલ કહાડેછે. એ કોપરેલ તથા દીવેલ દીવા બાળવાના કામમાં આવેછે. તેલ, સરસીઉં, અને ડોળીઉં ખાધામાં ને બાળવામાં બંને કામમાં આવેછે. ઘાણી એ જુનું ઓજાર જેવું ને તેવું કાંઇ પણ ફેરફાર થયા વિના ઘણા વરસથી ચાલેછે. ઘાણીમાં પીલાએલા પદાર્થોમાં એ પદાર્થોનો ઘણો જથો રહી જાયછે. કેમકે એ ઓજારથી એ પદાર્થો બરાબર પીલાતા નથી. એ તલી પદાર્થ કહાડી લીધા પછી જે કુચા રેહેછે તેને ખોળ કહેછે. એ ખોળ જ-નાવરોને ખવરાવવામાં ઘણો કામ લાગેછે.

**કપાસ.**

આ ઉપયોગી પદાર્થ ખેતીમાં પાકેછે. એના છોડ ઉપરથી કપાસનાં ખુલેલાં જીંડવાં તોડી લેછે. ને તેને ઘેર લાવી તેમાં-થી કાલાં ને કપાસ જુદાં પડેછે. એ કાલાં ઢોરના ખાવામાં આવેછે. કપાસના વેપારીઓ ખેડુતો પાસેથી વેચાતો લેછે. એ વેપારીઓ મજુરી આપી પીલનાર પાસે પીલાવે છે. એ પીલવાના ઓજારને ચરખો કહેછે. ચરખા એ હાથથી ચલા-વવાનું હથીઆર છે. એ હથીઆર બે જાતનાં થાયછે. બે માણસથી ચલાવવાનો ને એક માણસથી ચલાવવાનો. એ ચરખા ઘણા જણાએ જોયા હશે. તેમાં એક લાકડાની લાટ અને લોઢાનો કણો હોય છે. તે બેની વચમાં કપાસ પીલાય છે; ને રૂ અને કપાસીઆ જુદા પડેછે. એ કપા

સીઆ જનાવરોના ખાવામાં આવે છે. રૂના વેપારીઓ આ રીતે જુદું પડેલું રૂ વેચાથું લે છે. તેનો આપણા પ્રાંતમાં બોહોળો વેપાર ચાલેછે. આ પ્રાંતમાંથી સુરત, ભરૂચ, ધોળેરા, ભાવનગર, મહુવા ને વેરાવળ વગેરે બંદરેથી વહાણને રસ્તે રૂ મુંબાઇ જાયછે, ને ત્યાંથી ઇંગ્લાંડ, ચીન, ફ્રાંન્સ વગેરે ઠેકાણે જાયછે. આગગાડી થયા પછી જ્યાં સ્ટેશનછે ત્યાંથી તે રસ્તે મુંબાઇ મોકલવામાં આવેછે. જે રૂ આપણા દેશમાં વપરાયછે, તેને પીંજારા પાસે પીંજાવેછે; ને તે સાફ થએલા રૂની પુણીઓ વણાવેછે. રૂ પીંજવાનું ઓજાર તે પાંજણીછે. આ સાદા પીંજવાના ઓજારથી કોઈ માણસ અજાણ્યું નહીં હશે. પુણીઓ કરવાનું ઓજાર સળીને માટલું તે પણ તેટલુંજ જાણીતુછે. એ બંને હથીઆર એક માણસથી હાથે ચલાવવાનાંછે. એ પુણીઓને સુતરીઆ વેચાથી લઇને કાંતનારી પાસે કંતાવેછે. એ કાંતવાનું ઓજાર તે રેંટીઓછે, તેમાંની ત્રાક ઉપર સુતર વિંટાયછે. એ રેંટીઓ એક માણસથી હાથે ચલાવવાનું હથીઆરછે. એ કંતાએલું સુતર વણકરોને વણવાને આપેછે. એ વણવાનું ઓજાર તે શાળછે; ને તે ઉપરથી એ વણકરોને શાળવી પણ કહેછે. એ શાળમાં કાંટલો કરીને એક વેંત જેટલું હથીઆરછે, તેમાં દોરા પોરવેલા હોયછે. તે કાંટલો આમથી તેમ નાંખે છે; ને તેથી વણાયછે. શાળ પણ એક માણસથી હાથે વણવાનું ઓજાર છે. એ વણકરો આ પ્રાંતમાં જુદી જુદી જાતનાં કપડાં

વણેછે. તેમાં ખાદી, દોટી, જાડાં ધોતીઆં, પાટી, વગેરેછે. એ વિના ઝીણા સુતરનાં ઝીણાં ધોતીઆં, પાઘડીઓ પણ ઘણાં થાયછે. સ્ત્રીઓને પેહેરવાના સાલ્લા પણ તેમાંજ થાયછે. એ વણાએલાં લુગડાંમાંથી જે શીવવાનાં હોયછે, તેને દરજી શીવેછે. એ શીવવાનાં ઓજાર તે ગજ, કાતર, સોયને પાકા દોરાછે. પાકા દોરા સુતરના થાયછે. પાકા જાડા દોરા આપણી કાંતનારીઓ બનાવેછે, પણ ઝીણા ઇંગ્લાંડથી આવેછે. દરજીનો ગજ ઘણું કરીને લાકડાનો હોયછે; ને સોય ને કાતર એ લોઢાનાં હથીઆર દેશી લુહાર બનાવેછે. હાલમાં તો એ લોકો વિલાયતી સોયને કાતર પણ વાપરેછે, દરજી લુગડાંને વેતરી અંગરખાં વગેરે પેહેરવા લાયક લુગડાં બનાવેછે. તેની મજુરી તેને મળેછે. દરજીનાં ઓજારો પણ હાથે ચલાવવાનાં છે.

આ ઉપરથી માલમ પડશે કે આપણા દેશમાં રૂ ઉપર ગુજરાન ચલાવનાર ઘણા લોકોછે. રૂના મોટા વેપારીઓ, સુતરીઆ, ચરખા પીલનાર ને રેંટીઆ કાંતનાર રાંડીરાંડ ડોશીઓ, પીંજારા, શાળવી, વણાયલાં લુગડાંનો વેપાર કરનાર કાપડીઆને દરજી વગેરે તેના ઉપર ગુજરાન ચલાવનારા લોકો છે. ને તેથી રૂ એ આપણા દેશમાં ઘણીજ ઉપયોગી વસ્તુ થઈ પડીછે. પણ તેને કામમાં લાવવાના આપણા દેશના બધા સંચા એક માણસથી હાથે ચલાવવાના છે, તેથી ઘણી મેહેનતે ઘણા માણસથી થોડું ફળ પેદા થાય છે.

## શેરડી.

એ વસ્તુના રસનો ગુજરાતમાં માત્ર ગોળજ બને છે. શેરડી બે જાતની થાયછે. સુરત અને અમદાવાદ જીલ્લાના ઘણા ભાગમાં ધોળી, ને ખેડા તથા કાઠીઆવાડના ઘણા ભાગમાં કાળી થાયછે. એ શેરડીના કડકા કરી એને પીલવાનો એક સંચો કરેલો હોયછે, તેમાં પીલે છે. એ સંચાને કો'લ કહેછે. એ કો'લમાં ત્રણ આમળાવાળી લાટો હોયછે. એ આંમળામાં ત્રણે લાટોનો સંબંધ હોયછે. વચલી લાટ લાંબી હોયછે, તેને લાંબો હાથો જેને ભારોટ કહેછે, તેને બે બાજુએ બબે બળદ જોડી ફેરવે છે. તેથી ત્રણે લાટો ફરેછે. એ લાટોની વચ્ચે શેરડીના કડકા ઘાલેછે, તે પીલાય છે. તેનો રસ એક કુંડામાં એકઠો થાય છે. તે રસને એક મોટી કઢાઈમાં ઉકાળેછે તેથી તેમાંથી પ્રવાહી પદાર્થ બળીને જાડો ઘટ્ટ પદાર્થ રહેછે તે ગોળ. એ કો'લ ઘણા જણાએ જોયો હશે. ખેડુતો ગોળને ડાબામાં અગર માટલામાં ભરીને તેના વેપારીઓને વેચાથો આપેછે. તેઓ તેનો વેપાર કરે છે. એ શેરડીના રસની ખાંડ ને શાકર બનાવવાની યુક્તિ આપણા દેશમાં કોઇ હોંશીઆર ખેડુતે ચાલતી કરી નથી. જો ગોળને બદલે ખાંડ ને શાંકર બનાવતાં આપણા ખેડુતોને આવડે તો ઘણો નફો થાય. શેરડી પીલવાનો કો'લ બળદની ને માણસની મદદથી ઘાણીની પેઠે હાથે ચલાવવાનાનો સંચો છે. પણ તેમાં બે બાજુએ બે જણા બળદ હાંકનાર, બે જણ

શેરડીના કડકાને લાટોની વચ્ચે ઘાલનાર, બે માણસ શેરડીના કડકા કરનાર, એક જણ કઢાઈમાં રસ નાંખનાર, એક રસ ઉકાળનાર, શેરડી કાપનાર, અને ગોળ વગેરેમાં મદદ કરનાર મળીને એ સંચામાં દશ કરતાં વધારે માણસની જરૂર પડેછે. એમાં પણ ખેડુતોને અને વેપારીઓને ઘણો ફાયદો થાયછે. પણ ગોળને બદલે ખાંડ બનાવેતો તેથી પણ વધારે નફો થાય.

## દુધ.

દુધ એ ખેતીનો પાક નથી, પણ ખેતરને સેડે ઉગેલું ઘાસ, રૂના કપાસીઆ, ખોળ વગેરે ભેંસોના અને ગાયોના ખાધામાં આવે છે, ને તે ભેંસો ને ગાયો દુધ આપે છે. તેને મેળવી દહીં બનાવેછે ને તેને વલોણામાં વલોવી દહીંમાંથી છાસ ને માખણ જુદું પાડેછે. ઘી બનાવવામાં વલોણુંજ માત્ર સંચો છે, બાકી બધી હાથની મેહેનત છે. એ માખણને તાવી ઘી બનાવે છે ને તે ખાધામાં આવે છે. ઘીવાળીઓ પાસેથી ઘીના વેપારી વેચાથું લેઇ ચામડાંનાં કુલ્લામાં કે ગાડવામાં ભરી વેચેછે. ગાય ને ભેંસોનું દુધ પણ વેચાયછે. તથા દહીંની તર કહાડી લેઈ બાકીનું દહીં પણ મહીઆરીઓ વેચેછે. વલોણામાં વલોવી માખણ કહાડી લીધા પછીની છાસ પણ વેચાયછે. દુધ વેચનારને દુધીઆ અગર દુધવાળા કહેછે. આ પ્રાંતમાં દુધીઆ મૂખ્યત્વે બે જાતના છે. કંદોઈ ને ઘાંચી. વેચતાં દુધ વધે તેનું દહી કરી તે દહી પણ દુધીઆ વેચેછે. કંદોઇ લોકો

દુધ વેચી, વધેલા દુધને ઉકાળી તેનો માવો કરેછે. ને તેમાં ખાંડ નાંખી તેની બરફી, પેંડા વગેરે ભાત ભાતની મીઠાઇઓ બનાવે છે. એક વૈદક શાસ્ત્રમાં કહેછે "જો માણસ એકલું દુધ ખાઇનેજ રહે તો પણ તેમાં શરીરને ઉપયોગી પૌષ્ટીક પદાર્થો બધા હોવાથી જીવી શકે." ગાય અને ભેંસ એ આપણને અતિ ઉપયોગી જનાવરો છે. ગાયનાં જે બચ્ચાં થાયછે, તેમાંના નર જાતીનાં બળદ થાય છે. તે ખેતીમાં મૂખ્ય ઉપયોગી જનાવર છે; તેથી ગાય પણ ઘણીજ ઉપયોગી ગણાયછે. ગાયના કરતાં ભેંસ ઘણું ને સારૂં મીઠું દુધ આપે છે. ને તેના દુધનું ઘી પણ ગાય કરતાં ઘણું થાય છે. ખેડુત લોકો ભેંસો ઘણી પાળેછે, ને કોઇ વાર ગાયો પાળે છે. રબારી લોકો વાછરડાંને માટે ગાયોને ઘણી પાળે છે. ને તે વાછરડાંને ઉછેરી બળદ કરી વેચેછે ને ઘણું કમાય છે. એ રીતે ગાયોને ભેંસોની પેદાશ ઉપર પણ રબારી, ખેડુત, ઘીવાળા, દુધીઆ, કંદોઈ વગેરે ઘણા લોકો વેપાર કરી ગુજરાન ચલાવે છે.

---

# પ્રકરણ ૪ થું.

## ખેતી વિના હુન્નરની મદદથી બનેલા પદાર્થો.

### લુહાર.

લોહુ એ પરદેશી વસ્તુ આ પ્રાંતમાં વેપારીઓ લાવે છે.

કેમકે ગુજરાતમાં લોઢાની ખાણો નથી. એ લોઢાનું કામ લુહાર કરેછે. ખેતીમાં ઉપયોગી એવાં લોઢાનાં હથીઆરો લુહાર બનાવેછે તેમજ સુથાર, દરજી, મોચી, કડીઆ, સોની, સલાટ ને એનાં પોતાનાં ઓજારો પણ લુહારજ કરેછે. કાપડ વણવામાં લોઢાનાં જે કાંઈ ઓજારો જોઇએછીએ તે એ કરેછે. ઘર, વહાણ, પેટી, પટારા વગેરે કરવામાં નાના મોટા ખીલા, બરડવાં, વગેરે લુહાર બનાવે છે. લઢાઈનાં હથીઆર જેવાં કે બંદુક, તરવાર, પીસ્તોલ, કટારી, જમાઇઓ, બરછી, ભાલો, ત્રીશુલ વગેરે લુહાર તૈયાર કરેછે. રાંધવાના સામાનમાં કડછી, ચીપીઓ, લોઢી, તાવડી, સાણસી, કઢાઈ વગેરે બનાવનાર તે લુહારછે. તોળવાના કાંટા, દેવતાની સગડી, સોપારી કાતરવાની સુડી, પાણીની ડોળ, કંદોઇનો પેણો, રાંડીરાંડ ડોસીના રેંટીઆની ત્રાક, હીંચોળા ખાટની સાંકળો, એ બધું લુહાર કરેછે. કાપવા કુપવાનાં હથીઆર, પાળી ને છરો, ખોદવાની કોદાળી ને ચાંચવો, બારણાં વાસવાના નકુચા, સાંકળ ને તાળાં, તે લુહાર કરેછે. એ રીતે લોઢાનાં સઘળી જાતનાં, સઘળા કામનાં, સઘળાં ઓજાર લુહાર બનાવેછે. લુહાર બીજા લોકોને અતિ ઉપયોગીછે. ને તેથી તેઓ ઘણું કરીને દરેક ગામમાં હોયછે. પણ બધા ગામના લુહારો કારીગરીમાં સરખા હોતા નથી. પાટણની સુડીઓ, પેથાપરી બંદુકો, આમોદની પાળીઓ, આંતરસુંબાની તાવડી ને કઢાઈ તથા છરા છરીઓ અને અમદાવાદમાં ઘડીઆળ સુધારનાર ને ઘડીઆળ બનાવી શકે એવા લુહાર

કાંઈ ઓછા કારીગર નથી. પણ તેમનાં બધાં હથીઆર હાથે ઘડવાનાં છે. ઘણ, હેરણ, સાણસી, ધમણ વગેરે વડે તેઓ આખો દહાડો. ને રાતનો ઘણો ભાગ ટીપીટીપીને પાંસળાં તોડી નાંખેછે. એ લોકો ઘણાજ મેહેનતુંછે. તોપણ થોડું પેદા કરી શકેછે. પેહેલાં આપણા દેશનાં ઓજારો સારાં ગણાતાં હતાં પણ વિલાયતી તોપ, ચપુ, સોય ને કાતર આગળ દેશી લજવાઇ જાયછે. એ ઓજારો કટાઈ જાયકે ધાર પડી જાય તો તે સરાણીઆ સરાણપર ચઢાવી સાફ ને ધારવાળાં બનાવેછે. ને તે ફરીને પાછાં તેજ કામમાં આવેછે.

## સુથાર.

લુહાર જેમ લોઢાનાં હથીઆર બનાવેછે તેમ સુથાર લાકડ કામ કરેછે. સુથારને ઘડવાનાં સાગ, સીસમ, બાવળ, મહુડો, રાણ, આંબા ને લીમડો વગેરે ઝાડોનાં લાકડાંછે. તેમાંનાં પેહેલાં બે જંગલો ને ડુંગરોમાં થાયછે. ને બાકીનાં તો બેડાણ વાળી જમીનમાં ઘણાં થાયછે. ઘર બાંધવામાં, વહાણ બાંધવામાં, પેટીપટારા કરવામાં સુથાર પણ ઘણો ઉપયોગી છે. ખેતીનાં લાકડાંનાં ઓજારો, લોઢાનાં ઓજારોના હાથા, એ સુથાર બનાવેછે. બીજા કોઇપણ કારીગરનાં ઓજારોના હાથા સુથાર કરેછે. પીલવાના ચરખા, ખેડુનું હળ, ત્રીફણ, ચવડાં, દંતાળ, સમાર એ સુથાર બનાવેછે. ઘરનાં બારી બારણાં, બારોટ, પીઢો, મોતીઆં, છાપરાં, પાટડા, પાટડીઓ, થાંભલા, થાંભળીઓ એ બધું સુથાર કરેછે. ઘર ચણવાનું કડીઆનું કામ પણ

કેટલેક ઠેકાણે કડીઆ કરતાં સારૂં ને મજબુત સુથાર કરે છે. ને તેથી સુથાર પણ લુહારના જેટલોજ ઉપયોગી ગણાય છે. સુથારનાં હથીઆરોમાં વાંસલો, વીંધાણું, સારડી, આરી, કરવત ને રંદો એ મૂખ્ય છે. એ બધાં હથીઆરો હાથે ચલાવવાનાંછે. તેથી તેમાં મેહેનત ઘણીછે. લાકડાં વેહેરતાં ને બીજાં કામ કરતાં તેમને કેટલી બધી મેહેનત પડેછે તે આપણે જાણીએછીએ. લુહારના જેવાજ એ લોકો પણ મેહેનતુંછે. સુથારની શીલ્પ વિદ્યા અસલના વખતમાં આપણા દેશમાં ઘણી પ્રખ્યાત હતી. પણ તેમાં આજસુધી કાંઈ પણ સુધારો થયો નથી તેથી હાલની સુધરેલી કારીગરી આગળ ઝાંખી પડે છે. આપણા સુથારો હાલની નવી સુધરેલી રીત પ્રમાણે કોચ, ખુરશી, ટેબલ વગેરે બનાવતાં શીખ્યા છે. પણ તેમનાં ઓજાર ઘણાં મેહેનત ભરેલાંછે. મતલબ કે આપણા દેશના લુહારને સુથાર અકલવાળાછે એમાં તો શક નથી, પણ તેમની તે અકલ સારી યાંત્રિક વિદ્યાની કેળવણી લીધા વિના ખુલતી નથી, ને તેથીજ તેઓ પછાત પડી જાયછે. તેઓ અનુભવથી વિલાયતી લુહારોના જેવાં સારાં ઘડીઆળ, સોય, ચપુ, ને કાતર બનાવી શકે પણ તેમને તે કેળવણી ને તેવાં ઝીણાં ઓજાર આ દેશમાં મળતાં નથી ને તેથીજ વિલાયતી કારીગરી પોષાયછે.

સુથારોની બધાં ગામોમાં જરૂર પડેછે ને તે જરૂર પ્રમાણે દરેક ગામમાં લુહારની પેઠે તેમની પણ વસ્તી હોયછે. ગામડાના સુથારો શેહેરી જેવા સારા કારીગરો નથી હોતા.

પણ કેટલાક ગામોના સુથારો શેહેરી કરતાં કારીગરીમાં ને મજબુતીમાં વખતે ચડે એવા હોયછે. તેઓમાં ઘણી જાતો છે. જનોઇવાળા, જનોઇ વિનાના ને બીજા ઘણાછે.

### કડીઆ.

કુંભારે બનાવેલી ઇંટોનાં ઘર ચણવાં, ઇંટોના કે પથરના પુલ બાંધવા, વગેરે કોઈ પણ ચણતરનું કામ કરવું તે એ લોકોનુંછે. તેઓની વિદ્યા પણ શિલ્પ વિદ્યામાંજ આવી જાય છે. બીજાઓની પેઠે પ્રાચીન કાળમાં તેમની કારીગરી ઘણી વખણાતી, પણ તે ત્યારથી તે આજ સુધી જેવીને તેવીજ રહ્યાથી હાલમાં પોષાતી નથી. તોપણ એ લોકોની બાંધણી મજબુત છે, એમાંતો શક નથી. તેના દાખલા જુનાં મકાનો પુરેછે. વિલાયતી ( નવી ) કારીગરી કદાપિ શોભાયમાન ગણીએ પણ મજબુતીમાં દેશી કારીગરી કરતાં તે ઉતરેછે. આજનું ચુનાથી ચણેલું કામ અસલની માટીના કામની બરાબરી કરી શકવાનું નથી. હાલની કારીગરી વિલાયતી રીત જોયાથીજ મજબુતીમાં ઉતરીછે, એમ સાફ જણાયછે. હાલના વિલાયતી રીતે બંધાયલા બંગલા, સુખાકારીની બાબતમાં ને શોભામાં ગમેતો ચઢતા ગણીએ, પણ મજબુતીમાં તે ઘણાજ ઉતરતાછે એમાં શક નથી. આપણા કડીઆ,સુથાર ને લુહાર કોઈ પણ ઠેકાણે તેમની વિદ્યા શીખવા જતા નથી કેમકે તેમને ઉપયોગી પડે એવી એકે શાળા આપણા પ્રાંતમાં નથી. તેથી તેઓ પોતાના બાપ, ભાઈ કે કોઈ સગા પાસે નાન-

પણુથીજ કામે જઈ ધીમે ધીમે શીખેછે. શેહેરના કડીઆ લક્કડાદી પણ સુશોભિત કામ કરે એવા ખરા. ગામડાંમાં પણ એ લોકોની વસ્તી હોયછે, પણ તેઓ શેહેરી જેટલા ઝીણા કારીગર હોતા નથી. તેમનું કામ જાડું પણ મજબુત થાયછે.

### સલાટ.

પથર કોરવાનું ને પથર ઘડવાનું કામ સલાટ કરેછે. એ પથર ડુંગરોમાંથી કોરીને લાવેછે. બરડાના ને ડુંગરપરના પથર સારા ગણાય છે. મુસલમાનોની પથરની મસીદો, રુદ્ર માળો ને બીજાં લાખો દેરાં, તથા સરોવરની પાળોના પથર એ લોકોએ કોરેલા છે. દળવાની ઘંટીઓ, ખાંડવાના ખાંડણીઆ, પરતવાના ખરલ એ લોકોએ બનાવેલા છે. હિંદુ લોકોની મૂર્ત્તિઓ કોરનાર પણ એ લોકોછે. સર્ખેજના રોજામાંની, રુદ્રમાળાની અને બીજાં હજારો મકાનોની ઝીણી પથર કોરણી કરનારા એ સલાટો છે. અસલની કારીગરીની તેમની કીર્ત્તિ ઉતરતી નહીં પણ ચઢતી હતી. તેમની વિદ્યા પણ શિલ્પ વિદ્યાનો એક ભાગછે. ખંભાતના અકીકનું કામ કરનાર કારીગરોને પણ આજ વર્ગમાં આપણે મુકવા જોઇએ. એ લોકોનું ટાંકવાનું એક હાથનું હથીઆર હોયછે તેજ માત્ર મૂખ્યછે. તેમની આંખોની ને હાથની ચપળતાએ તેમને પરદેશોના મુલકોમાં પણ આટલી બધી આબરૂ આપીછે, પણ તે બધી દહાડે દહાડે ઓછી થતી જાયછે, કેમકે હાલમાં

તેવી કારીગરીનાં મકાનો થતાં નથી, તેથી એ કારીગરી કામમાં આવતી નથી. હાલનું સાદું ને સફેદદાર કામ એમની ઝીણી કારીગરીને ઢાંકી નાંખેછે, અને જાણે આજની સુધરેલી કારીગરી એમજ ઇછિતી હોય, કે એ કારીગરી ગુમ કરવી, અગર જુની ઝીણી કારીગરી આગળ શરમાતી હોય, તેમ એ જુની રહેલી ઝીણી કારીગરી ઉપર ચુનો ને કોયલા લગાડી રંગીને સાફ કરી નાંખેછે. એ લગાર દીલગીરી ઉપજાવનારૂં છે.

સલાટની જરૂર હરેક ગામમાં હોતી નથી. પણ કાઠીઆવાડમાં કે જ્યાં ઈંટોને બદલે એ તરફના ઘણા ભાગમાં પથરનાંજ ઘર હોયછે ત્યાં સલાટની જરૂર પડવાથી તેમની વસ્તી હોયછે. મૂર્તિ ઘડનારા ડુંગરપરી સલાટો જેવા આજના સમામાં આ પ્રાંતમાં બીજે ઠેકાણે સારા કારીગર ભાગ્યેજ હોય !

## મોચી.

આ જાત ચામડાના જોડા સીવેછે. ચામડીઆ પાસેથી ચામડાં વેચાથાં લેઇ રંગાવીને ચામડાનું બધું કામ ઘણું કરીને એજ લોકો કરેછે. પાણી કહાડવાના કોસ ને વરત પણ એજ લોકો કરેછે. વિલાયતી જોઇને આપણા મોચીઓ બુટ સીવતા પણ થયાછે. તેમનાં ઓજારોમાં સોયો, આર, કાલબુત, પથરી, દોરી ને રાપણી એ મૂખ્યછે. તે બધાં હાથ વતી કામ કરવાનાંછે. ગામડાના કરતાં શેહેરના મોચી વધારે હોશીઆર હોયછે. ગામડાના કરતાં શેહેરી જોડા સુંવાળા ને શોભીતા વધારે હોયછે;

કેમકે ગામડાના મોચી શેહેરી જેવા કારીગર નથી હોતા, પણ તેઓના જોડા મજબુત વધારે હોયછે. દેશી જોડા ઘણી જાતના થાયછે, મીરજાઇ, દક્ષણી, પીશોરી, મુગલાઈ, સપાટ, ચંપલ, વગેરે જોડાની મૂખ્ય જાતો છે. રાજાઓને કે મોટા શેઠીઆઓને પેહેરવાના જોડામાં કસબ વગેરે ભરી ઘણા શોભિતા કરેછે. પણ હાલમાં બુટની વાપર વધવાથી તેમનો ઘણો ભાવ પુછાતો જણાતો નથી. ચામડાનાં ઘી ભરવાનાં કુલ્લાં ને કુલ્લીઓ વગેરે જે લોકો બનાવેછે તેમને ડબગર કેહેછે.

## સોની.

સોનીનું સોના રૂપાની ઝીણી કારીગરી કરી ઘરેણાં ઘડવાનું કામછે. એ સોનું રૂપું ગુજરાતની જમીનમાંથી કોઈ ઠેકાણે નીકળતું નથી. પણ હિંદુસ્તાનમાં કોઈ કોઈ ઠેકાણે થાયછે ખરૂં. પરંતુ ઘણું સોનું ને રૂપું ચીન વગેરે બહારના મુલકોમાંથી આવેછે. આપણા દેશ જેટલો ઘરેણાં કરવાનો ને પેહેરવાનો ચાલ બીજા કોઈ દેશમાં નથી. નાના બાળકથી તે ઘરડા સુધી, સ્ત્રી ને પુરૂષ, ગરીબ ને તવંગર ઘરેણાં પેહેરેછે. ગરીબ રૂપાનાં ને તવંગર સોનાનાં ઘરેણાં ઘડાવે છે. આપણા લોકો ઘરેણામાં ઘણા પૈસા રોકેછે. કેટલાક ( સુરત બણીના ) કરજે કહાડીને પણ ઓને ઘરેણાં ઘડાવે છે. આમ બનવાથી ઘણા પૈસા બ્યાપારમાં કામ લાગતા નથી ને તેથી બોહોળો વેપાર ચાલવામાં અડચણ પડેછે; ને

દેશની આબાદી થવામાં ઘણી હરકત થાયછે. એ સોની લોકોનાં ઓજારોમાં હથોડો, હેરણુ, સાણસી, ચીપીઓ, એકલવી, મઠાણું, કાત, સમાણી, રેતડી, જતરડું, ઓષણી, વાળાકુંચી વગેરે મૂખ્ય છે. સોનીનું બધું કામ હાથની મેહેનતે હથીઆરની મદદથી કરવાનું છે. ચીતરણીઆ પણ ચીતરવાનું કામ હાથથી હથીઆર વડેજ કરેછે. જડીઆનું કામ પણ એવુંજ છે. ચીતરાણીઆની ને જડીઆની કારીગરી [illegible]ધ સોની કરતાં ઉતરે એવી નથી. રૂપાનાં કલ્લાં ને એવાં બીજાં રૂપાનાં ઘરેણાં અમદાવાદ વગેરે કેટલેક ઠેકાણે સોનીને બદલે લુહાર બનાવે છે. ખોખાં તૈયાર કરી ચીતરણીઆનું કામ હોયતો તેને ચીતરવાને આપેછે. સોનીની વસ્તી ઘણું કરીને દરેક મોટાં ગામોમાં હોયછે. સુથાર, લુહાર, મોચી, ઘાંચી વગેરેમાં જેમ જુદી જુદી જાતો પડી ગઈ છે, તેમ સોનીમાં પણ ઘણી જાતો છે. તેમાં ત્રાગડ, મારતાન, પરજીઆ, શ્રીમાળી, મારૂ, મારવાડી, ગુજર, વાણીઆ, મેડ, વગેરે મૂખ્યછે. ગામડાના સોની કરતાં શેહેરના સોની કારીગરીમાં ને શોભાયમાન ઘાટબંધ ઘરેણાં કરવામાં ચઢે એવા હોયછે.

## વણકરો.

એ લોકો સુતરાઉ લુગડાં વણેછે એ વાત પાછળ આવી ગઈ, પણ તે શીવાય ખેતીમાં નહીં થએલા પરદેશી રેશમનાં લૂગડાં પણ એ લોકો વણેછે; ને તે ભાત ભાતનાં થાય છે.

તેમાં જરીના બુટ્ટા વગેરે નાંખી ઘણું સુશોભિત બનાવેછે. પાઘડીના તોરા ને જરીના પાલવ તથા કોર પણ એ લોકોજ બનાવેછે. રેશમી ધોતીજોડા, પીતાંબર, મશરૂ, કીનખાબ, અતલસ, સ્ત્રીઓને પેહેરવાની રેશમી સાડીઓ, ગજીઆણી વગેરે ઘણી જાતનાં રેશમી કપડાં બનેછે. એ વણવાની પણ સુતરાઉ કપડાં વણવાની શાળ જેવી શાળ હોયછે. એ લોકોને તૈયાર કરેલું રેશમ વેપારીઓ આપેછે, તેનાં વેપારીની મરજી પ્રમાણે કપડાં વણી આપેછે, એ રેશમ તૈયાર કરતાં ઘણી મેહેનત પડેછે. રેશમની ગોટીઓ ઉકેલી, તાંતણા સાફ કરીને સાંધેછે; ને તેની આંટીઓ કરેછે. તે આંટીઓ વણવાના કામમાં આવેછે. સુરત, અમદાવાદ, ભાવનગર, ખંભાત, વડોદરા, ભરૂચ, જુનાગઢ, પોરબંદર ને નવાનગર વગેરે ઘણે ઠેકાણે ગુજરાતમાં એવા કારીગર વણકરોની વસ્તી છે; તેમાં સુરત ને અમદાવાદ મૂખ્યછે. વિલાયતી કપડાંની સફાઈ ને ઝીણા ભોજ આગળ દેશી ઝાંખાં પડી જાયછે. તોપણ તેમની સુંદરતા આગળ વિલાયતી કપડાં કાંઈ વિસાતમાં નથી; કેમકે આ દેશ જેવાં રેશમી ને જરીનાં કપડાં વિલાયતમાં થતાંજ નથી.

વણકરો જુદા જુદા ગામમાં જુદી જુદી જાતના હોય છે, હલકી વરણમાંથી જેને એ ધંધો આવડે, તે એ ધંધો કરેછે. ખાત્રી અગર શાળવી લોકોનું એ મૂખ્ય કામ છે. પણ તેમાં સુતરાઉ કપડાં વણવામાં રાવળીઆ, ઢેડ વગેરે

મળ્યા છે, ને રેશમી વણવામાં કેટલેક ઠેકાણે કણબી, મુસલમાન વગેરે મળ્યાછે. શહેરોના વણકરો જેવા કારીગર વણકરોની વસ્તી ગામડામાં હોતી નથી.

## રંગારા ને ભાવસાર.

રેશમી કે સુતરાઉ કપડાંના ઉપર જુદી જુદી જાતના કાચા પાકા રંગ રંગારા કે ગળીઆરા ચઢાવેછે. વચ્ચે ભાત પાડવાની હોયછે તો રંગતા પહેલાં બંધારા પાસે બંધાવીને પછી રંગે છે. તે બંધ છોડી નાંખ્યાથી તેમાં ભાત પડી રહેછે. અતલસ ચુંદડી વગેરે કપડાં બંધાવ્યા પછી રંગાવાયછે. બાંધનારને અને રંગનારને હાથનીજ મેહેનત હોયછે.

ભાવસાર અથવા છીપા કપડાંના ઉપર જુદી જુદી ભાતો છાપવાનું કામ કરેછે. તેમનાં ઓજારોમાં જુદી જુદી જાતનાં બીબાંજ માત્ર હોયછે. એ કામ કેટલેક ઠેકાણે ઘણી સંભાળથી ને સારૂં બનેછે. અમદાવાદ, ખેડા, ખંભાત વગેરેના ભાવસાર છાપવામાં હોશીઆર છે. અમદાવાદ, સુરત ને પાટણ વગેરેના રંગારા પણ સારો રંગ દેછે. ગોદડાંનાં ખોળીઆં ભાદરવા, કઠલાલ, પેથાપર વગેરે ઠેકાણે સારાં રંગાય છે. પણ એ લોકોની બધી મેહેનત હાથની હોવાથી ઘણું કામ થતું નથી. વળી હાથની મેહેનતે થએલા માલ, સંચાની મદદથી થએલા માલ જેવો સારો, સસ્તો તથા સફાઇદાર ને સુંદર થતો નથી. ને તેથી તે સંચાના માલ જેવો પોષાતો નથી. આટલાં કારણોથી તેમાં સુધારો થવાની અતિ અગત્ય છે.

## કંસારા.

આ લોકો તાંબું, પીતળ, કાંસુ, તથા જસત ને પંચધાતુનું કામ કરનારા છે. તાંબા પીતળના લોટા, બેડાં, થાળીઓ, તાસકો, વાડકા, વાડકીઓ, પ્યાલા, તામડીઓ, તપેલાં, તાંબાકુંડીઓ, ચાહાદાનીઓ, લોટીઓ, કઢાઇઓ વગેરે ઘણી જાતનાં વાસણો એ લોકો બનાવેછે. કાંસાની થાળીઓ ને વાડકીઓ, પંચધાતુનાં ઘડીઆળ, ઘંટ, ઘુઘરમાળ, ને ઘંટડીઓ, વગેરે એ લોકો ઘણી જાતની સુશોભિત ઉપયોગી વસ્તુઓ બનાવેછે. એ ધાતુઓમાં કેટલીક મૂખ્ય ને કેટલીક મિશ્ર છે. તાંબુ, કલાઇ, જસત વગેરે મૂખ્ય ને પીતળ, કાંસુ, પંચધાતુ વગેરે મિશ્ર ધાતુઓછે. તેઓ પરદેશમાંથી આવે છે. એમાંની કોઇ પણ ધાતુની ખાણ ગુજરાતમાં નથી. ધાતુઓનાં પતરાં પરદેશમાંથી આવેછે. કંસારા લોકો ઘણું કરીને ગુજરાતના દરેક મોટા ગામોમાં હોયછે. પણ તેમાં કેટલાક ગામના વધારે અને કેટલાક ગામના ઓછા કારીગર હોયછે, ને તે પ્રમાણે તેઓ ધાતુઓનાં સારાં નઠારાં વાસણો બનાવી શકે છે. વીસનગર, સીહોર, અમદાવાદ, નડીઆદ વગેરે ઠેકાણાના કંસારા સારા કારીગરો ગુજરાતમાં છે. તેમનાં ઓજારોમાં હેરણ, હથોડી, ઘડવાનો પથરો, સાણસી, ધમણ, મોગરી, કતરણ એ મૂખ્ય છે. તે વતે તેઓ હાથે મેહેનત કરીને ઘડેછે. એ લોકો મેહેનતું છે. ને રાત દહાડો ઘડ ઘડ કરેછે.

## કુંભાર.

માટીનું કામ કરનાર તે કુંભારછે. પાણી ભરવાનાં માટીનાં વાસણો, ઘર ચણવાની ઈંટો, ગરીબોને રાંધવાનાં ને ખાવાનાં વાસણો, વગેરે તથા માટીનાં પુતળાં ને રમકડાં, ચુલા, સગડીઓ, દાણા ભરવાની કોઠીઓ ઈત્યાદિ એ લોકો કરેછે. એ વાસણો કરવાની માટી તે આપણી સાધારણ માટીછે. તેને ખાણમાંથી ખોદી લાવેછે. ને લાલ, કાળી, ચીકણી કે પીળી જેવી જે વાસણોને જોઈએ, તેવી માટી લાવી, પલાળી, સુંવાળી કરી ચાક ઉપર ગોળા મુકી તેનાં જેવાં વાસણ કરવાં હોય તેવાં વાસણ ઉતારેછે. ને તે વાસણ તડકે સુકવી પછી ભઠીમાં તપાવી ખરાં કરેછે. આ વાસણો ઘણાં સસ્તાં ને ઉપયોગી થાયછે. ચીનાઇ ને વિલાયતી કુંભારોના જેવી કારીગરી વાપરી, મેળવણીથી કાચનાં વાસણો આપણા કુંભારો કરી શકતા નથી. તોપણ કપડવંજમાં કાચનાં વાસણ બનેછે. પરંતુ તે સાફ ચોખ્ખાં, ચીનાઈ કે વિલાયતી વાસણો જેવાં નહીં. પાટણનાં વાસણો માટીનાં પણ કારીગરીવાળાં થાયછે. ત્યાંનાં માટીનાં રમકડાં, ભોટવા, વગેરે વાસણો માટીનાં પણ કાચ જેવાં સુંદર બનેછે. એ ત્યાંના કુંભારોની કારીગરી ને ચતુરાઈ છે. ઘર બાંધવાની ઈંટો ચીકણી માટીની કાચી બનાવી મોટો ઈંટવાડો કરી તેમાં લાકડાં, અડાયાં અને છાણાં ભરીને સળગાવી તપાવેછે. કળીચુનો ને ચણતરનો ચુનો પકવવાની ક્રિયામાં ફેરછે. તેમ તે જુદી જુદી વસ્તુઓનો

બનેછે. પણ તે બંને જાતના ચુના લાકડાં ને અડાયાંની ભઠીમાં પકવે છે. એ પકવનાર જુદી જુદી જાતના છે. કળી ચુનો તો ગુજરાતમાં મૂખ્યત્વે સુરતમાંજ થાય છે; પણ ચણતરનો ચુનો ઘણું કરીને દરેક ગામમાં બનેછે. સુરતમાં કણબી ને વોહોરા લોકો કળીચુનો પકવે છે; ને ચણતરનો તો જુદા જુદા ગામમાં જુદી જુદી જાતના લોકો પકવેછે. કળીચુનો પથરનો ને તે પણ ચકમકની જાતના પથરનોજ થાય છે. એ પથર કરાંચી વગેરે ઠેકાણેથી વહાણે આવેછે. તેને ભઠીમાં મુકવાની અને ગોઠવવાની ચતુરાઈ હોયછે, પણ જે લોકો એ કામ જાણેછે, તે પોતાનો ધંધો જતો રહ્યાની બીહીકે બીજાને બતાવતા નથી. ચણતરનો ચુનો મરડીઆનો થાય છે. ને તેમાં કાંઈ ઝાઝી ચતુરાઈ જોઇતી નથી. આ ચુનાવાળા જો કે જુદી જુદી જાતના હોયછે તો પણ તેઓનો ધંધો આ વર્ગમાં આવી જવો જોઇએ. કેમકે કુંભાર ને ચુનાવાળા બંનેનાં ઓજાર ભઠી છે. કુંભારનું ચાક એ તેનું બીજું ઓજાર વાસણ ઉતારવાનું છે. એકનામાં વધારે ને બીજાનામાં થોડી ચતુરાઈ જોઇએછીએ, તો પણ તેઓને એકજ વર્ગમાં ગણી શકાય.

## ધોબી.

ધોબી બિચારો આખો દહાડો હાથ ને પગ ઝીકી ઝીકીને મરી જાય તો પણ ઘણાં કપડાં ધોઈ શકતો નથી. તેમજ સારાં ને સફાઈદાર કરી શકતો નથી. એ હાથે વતી સાબુ

લગાડી કપડાં ધોઇને ખાફેછે, ને પછી ફરીને ગ્રીકી, સુકવી, કપડાંને અસ્ત્રી કરવાના હથીઆરથી અસ્ત્રી કરેછે. અસ્ત્રી કરવાનો હાથનો સંચો ઘણો સાદો હોયછે. તેમાં દેવતા ભરેછે. એ સંચો ભારે હોયછે, તેના ભારથી તથા અગ્નિની ગરમીની આંચથી કપડાં ઉપર સફાઇ આવેછે. પણ જેવી સફાઇ વિલાયતી કપડાં ધોવાના સંચામાં આવેછે તેવી નહિ. તેમ તે સંચા જેટલાં જથાબંધ, જલદી ને થોડી મેહેનતે ધોવાતાં નથી માટે એવા ધોવાના વિલાયતી સંચાની આપણા દેશમાં જરૂરછે.

## કાગળ બનાવનાર.

કાગળ બનવાની ગુજરાતમાં મૂખ્ય જગાઓ અમદાવાદ ને સુરતછે. આપણા દેશી ખરબચડા પણ ટકાઉ કાગળથી કોઇ અજાણ્યું નથી, આપણા કાગળ સફાઇમાં વિલાયતી કરતાં ઉતરેછે ને વજનમાં ભારે થાયછે; પણ દેશી કાગળ ટકાઉ ઘણા. પુસ્તકો છાપવામાં, લખવામાં, અને બીજાં નામાનાં ને રોજમેળ સીવાયનાં બધાં કામોમાં યુરોપખંડના કાગળો આપણા દેશમાં વપરાયછે. આપણા હાથે બનાવવાના સંચા મેહેનતભરેલા ને સાદાછે. ચાંથરાં અને બીજા પદાર્થો કે જેના કાગળ બનાવવાના હોય તેને કોહવરાવી છુંદેછે. ને તેને ખાંણીઆ જેવામાં નાંખી ખાંડી તેનો રસ કરી કાગળ બનાવેછે. ને તેને સુકવીને ઓપ ચઢાવેછે. આ બધું કામ હાથે કરવામાં આવેછે. તેથી ઘણી મેહેનતે પણ ઘણો માલ થઇ

શકતો નથી, તેમજ તે માલ સારો ને સફાઇદાર થતો નથી. આપણા જેવા જાડા કાગળ બનાવવાના સંચા હાલમાં અમદાવાદ, સુરત વગેરે ઠેકાણે નીકળ્યાછે, પણ તેમાંના કાગળ વિલાયતીની બરાબરી સફાઇમાં કરી શકતા નથી ને શુદ્ધ દેશી જેવા ટકાઉ થતા નથી. માત્ર જથા બંધ થઇ શકેછે ખરા. તેથી તે માલ શુદ્ધ દેશી કરતાં સસ્તો વેચાયછે.

---

# પ્રકરણ ૫ મું.

## વેપાર રોજગાર.

વ્યાપાર (વેપાર) એ સુખોત્પત્તિનું ત્રીજુ સાધન છે. ખેતીથી અને હુન્નરથી વધારે પાકેલા પદાર્થો એક ઠેકાણેથી બીજે ઠેકાણે વેપાર લેઈ જાયછે; અને જ્યાં જે માલની અછત હોય તેની ત્યાં છત કરેછે, તે વેપાર વિશે વિચાર કરીએ.

એ વેપાર કરનારા મૂખ્યત્વે વાણીઆ છે. એ લોકો કણબીઓને શી રીતે છેતરેછે તથા વધારે અનાજ લેઈ જાયછે તે પાછળ આવી ગયું છે. પ્રાચીન કાળમાં આ પ્રાંતમાં વેપાર કરનારી જાત માત્ર વાણીઆની હતી. વણજ એટલે વેપાર —વેપાર કરે તે વાણીઓ. એ પ્રમાણે અસલ જેઓ વેપાર કરતા તે બધા વાણીઆ કહેવાયા. પણ પાછલા વખતમાં મુસલમાનોના જુલમથી જ્યારે જાતીબંધન મજબુત થઈ ગયું ત્યારે તે વખતમાં જેઓ વેપાર કરનારા હતા, તેમાં નવા

વેપારીઓ મળ્યા નહીં ને તે વખતે તેઓ જે જાતમાં હતા તેજ જાતના રહ્યા. એ રીતે આજે તો વેપાર કરનારી જાતમાં વાણીઆ વિના કણબી, બ્રાહ્મણ, વેહોરા, પારસી, મેહેમણ વગેરે ઘણી જાતો છે. વેહોરાની જાત અસલથીજ વેપારી હોવી જોઇએ, પણ તેમને જ્યારે મુસલમાનોએ વટાળ્યા ત્યારે જુદા પડ્યા. મેહેમણો પણ એમનાજ જેવા છે. ઇરાનથી મુસલમાનોએ પારસીઓને નસાડ્યા ત્યારે તેઓ આ પ્રાંતમાં આવી ખેતી, વેપાર વગેરે કરવા લાગ્યા. પણ આજે તો તેઓ મોટા વેપારી છે. લુવાણા ને ભાટીઆ અસલ વાણીઆમાંથી જુદા પડયા છે કે નહિ તે સમજાતું નથી પણ એ જાતોએ વેપાર કરનારી છે. દાણાના અને બીજા કેટલીક જાતના વેપારમાં કણબીઓ પણ ગુંથાયલા છે. તોપણ વેપાર કરનારી એક આખી જાત લઇએ તો તેમાં વાણીઆઓનો મોટો જથો છે.

વેપારથી ઘણા ફાયદા છે. જે ભાગમાં જે જાતનું અનાજ પાકતું નથી તે જાતનું અનાજ જ્યાં પાકેછે ત્યાંથી લાવી વેપાર પહોંચતું કરેછે; ને ત્યાં તેની ખોટ પુરી પાડેછે. ને તેથી દુકાળનું કાળું મોં ત્યાંના રેહેવાસીઓને જોવું પડતું નથી. ઘાંચીનું તેલ ને દીવેલ કુલ્લામાં ભરી પરદેશમાં જ્યાં અછત હોયછે ત્યાં વેપાર મોકલેછે. એજ રીતે તમાકુ, રૂ, સુતર, ગોળ, ઘી વગેરે પદાર્થ એક ઠેકાણેથી બીજે ઠેકાણે વેપાર વડે જાયછે. લોઢાનો સામાન, તાંબા પીતળનાં વાસણ, લાકડાં

એની પણ વેપારે અછતની છત કરેછે. પરદેશી માલ જે આપણા દેશમાં થતો નથી તે જેવા કે ચાહા, રેશમ, ચીનાઈ વાસણ, ખાંડ, વિલાયતી કાપડ, ચપુ, કાતર, કાગળ, સોનું, રૂપુ વગેરે કીમતી ને તાંબા પીતળ જેવી સોંઘી પણ ઉપયોગી ધાતુઓ વેપાર આ પ્રાંતમાં લાવેછે. તેમજ આપણા દેશમાં વધારે પાકેલો માલ જેની પરદેશમાં અછત હોયછે તે જેવા કે રૂ, અનાજ, ઘી વગેરે પરદેશમાં મોકલી આપણને કીમત ઉપજાવી આપનાર પણ વેપારજ છે. વેપાર ન હોત તો આપણને ઘણી જાતની અડચણ ને આપદા વેઠવી પડત. જે હાંડીઓ, ગાલીચા, લાંપો, તખતા, ને ચીનાઈ વાસણોથી આપણી હવેલીઓ ને બંગલા શોભી રહેછે તે વેહેપારથી. આપણને ભાત ભાતનાં વસાણાં ને ભાત ભાતના તેજાના મળેછે તે પણ વેપારથી. આપણાં ઘરેણાં ગાંઠાં સારૂ ચાંદી ને સોનું, વાસણો સારૂં તાંબા પીતળનાં પતરાં, જે ચીન વગેરે દુરના દેશોમાંથી અત્રે આવેછે તે વેપારથી. મેવા, હાથીદાંત, ઘોડા, ચાહા, કાફી, રેશમ, વગેરે પણ દુરના મુલકોમાંથી લાવેછે તે વેપાર. શાલ જેવાં ગરમ ને કીમતી લુગડાં કાશ્મીરથી, બનાત, લાંગક્લોથ, ફલાનલ, માઘરપાટ, મલમલ, જગનનાથી વગેરે કપડાં વિલાયતથી, ચંદેરી દુપટા, પૈઠણી પાઘડીઓ, બુરાનપુરી સેલાં, નાગપુરી ધોતીજોડા એ બધું આ દેશમાં વેપાર લાવેછે. તેમજ વેપાર આપણો માલ પરદેશમાં ખપાવેછે. વેપાર ન હોતતો એક દેશનો કે

એક ગામનો માલ બીજે દેશ કે બીજે ગામ જાત નહીં, ને આપણા દેશમાં વધારે ઉત્પન્ન થએલો માલ ને અનાજ આપણા દેશમાંજ રહી કોહી જાત કે બગડી જાત ને પરદેશના માલ વિના આપણે દુખ વેઠવું પડત. શાલ બનાત કે ફ્લાનલ વિના શીઆળામાં આપણને ટાઢે ધ્રુજવું પડત કે ખાદી જેવાં જાડાં લુગડાં પેહેલાંની પેઠે પેહેરવાં પડત. ઉનાળામાં ઝીણાં કપડાં વિના પણ હરકત વેઠવી પડત. ચીનાઈ કે તાંબા પીતળનાં વાસણો વિના કોડીઆની માફક માટીનાં વાસણો વાપરવાં પડત. વિલાયતી ચપુ, ઝીણા કાગળ, ખારેક, ખજુર, સોપારી, તેજાના, મશાલા, મેવા કે વસાણાં વિના આપણને રેહેવું પડત. દુકાળના વખતમાં ગમે ત્યાંથી અન લાવી પોતાની પ્રજાને ભુખે મરવા દેતો નથી તે વેપાર છે. ખેતીથી ઉતરતી બીજી ઉપયોગી વસ્તુ તે વેપાર છે.

વેપાર ઘણી રીતે ઘણી જાતનો થાયછે. પણ તેમાં મુખ્યત્વે ત્રણ રીતે વેપાર થાય. પોતાના ગામમાં કાપડ, અનાજ, ઘી વગેરે વધારે ઉપજ્યું હોય તે વેચાયું લેઇ તેજ ગામમાં જેને જરૂર હોય તેને થોડો નફો લેઇ વેચાયું આપવું, તે પેહેલી રીત. વધારે નફો ખાવાની લાલચે બીજાં આ પ્રાંતનાં દુરનાં ગામો કે જ્યાં એ જણસોની સારી ખપત હોય ત્યાં લેઇ જઇ તે જણસો વેચવી તે બીજી રીત, અને તેજ માલ તેથી પણ વધારે નફો ખાવાની લાલચે તે જણસોની જરૂરવાળા દુરના દેશોમાં લેઈ જઈ વેચવો એ ત્રીજી રીત.

પરદેશી માલ આ દેશમાં લાવવાની પણ એવીજ ત્રણ રીતો છે. પરદેશથી માલ લાવી મોટા બંદરમાં મોટા વેપારીઓને થોડા નફા ખાઇ જથાબંધ વેચવો તે, તે માલ પોતે મહિલા મુલકમાં લેઈ જઇ જથાબંધ વેચવો તે, અગર પોતેજ તે બંદરમાં છુટક છુટક ત્યાંના અગર મહિલા મુલકના નાના વેપારીઓને છુટક માલ વધારે નફો ખાઇ આપવો તે બીજી રીત, ને પોતે જાતે મહિલા મુલકમાં જ્યાં એની અછત હોય ત્યાં લેઇ જઇ વેચવો તે ત્રીજી રીત. ત્રીજી રીતે વધારે નફો તેમ તેમાં મેહેનત ને મુદત વધારે જાય ને જોખમ વધારે. પેહેલી રીતમાં જોખમ થોડું ને ઘણો માલ ઘણીવાર વેચાયાથી ઉલટો નફો વધારે થાયછે. મહિલા મુલકના નાના વેપારીઓ મોટા બંદરમાંથીજ પોતાના ગામમાં જરૂર ને ખપ પ્રમાણે લેઇ જઇ વેચેછે, તે ઠેકથી તો ભાગ્યેજ મગાવેછે. એ કામ તો મોટા બંદરના મોટા સફરી વેપારીઓજ કરેછે. નાના વેપારી કરતાં તેમને નફો વધારે થાયછે.

ઘણા પ્રાચીન કાળમાં બીલકુલ વેપારજ હોવો ન જોઇએ. કેમકે તે વખતમાં એતી કે પાક કાંઈ નહોતું. પણ જેમ જેમ એતી ફેલાઇ, અનાજ વધારે ઉત્પન્ન થવા લાગ્યું, ને તેનો તથા બીજો માલ વધારે થવા લાગ્યો ને તેની બીજાં ઠેકાણાંમાં જરૂર જણાઈ ત્યારે તે જણસોને તે ગામમાં લેઇ જવી પડી હશે. આપણા દેશમાં જે પરદેશી માલની જરૂર જણાઇ તે પરદેશથી ને આપણા દેશી માલની જે પરદેશોમાં

જરૂર જણાઇ તે માલ આપણા દેશમાંથી ત્યાં વેપારવડે લેઈ ગયા. એ રીતે વેપારનું મંડાણ થયું. પરદેશી માલ લાવવામાં જોખમ ને હરકત વધારે હોયછે, તેમ તેમાં નફાની લાલચ વધારે હોયછે, તેથી એ વેપાર ચાલવામાં અડચણ પડતી નથી. પરદેશ સાથે વેપારની શરૂઆત કરનારા પ્રાચીન કાળમાં આપણા દેશીઓ નહોતા. તેઓ તુર્કસ્તાન, ઈરાન, મીસર, યુનાન (ગ્રીસ) ફીનીસીઆ ને અરબસ્તાનના લોકો હતા. તેઓ આ દેશની ત્યાંને ઉપયોગી વસ્તુઓ લેઇ જઇ ત્યાં વેચતા ને ત્યાંની અહીંઆં ઉપયોગી જણસો અહીંઆં લાવતા. તેમનું જોઇને આપણા વાણીઆ (તે વખતના) વેપારીઓ તેમના મુલક જેવા કે મીસર, તુર્કસ્તાન, અરબસ્તાન મોઝાંબીક, જાવા વગેરેમાં જવા લાગ્યા. કેટલાકને ત્યાં સારો નફો મળવાથી ઘર બાંધી રહેવાની ઈચ્છા થયાથી ત્યાંજ ઘર બાંધી રહ્યા. આપણા વેપારીઓ જાવામાં જતા તેની કહેવત મશહુરછે. "જે જાય જાવે તે ફરી ન આવે, જો આવે તો પરીઆંનાં પરીઆં ચાવે એટલું ધન લાવે." આ ઉપરથી ત્યાં જતા એવું સિદ્ધ થાયછે. એડન, જંગબાર ને મોઝાંબીકમાં તો હજુ પણ કાઠિઆવાડી વાણીઆ ને ભાટીઆની દુકાનોછે ને કેટલાક તો જાથુ ત્યાંજ રહેછે. મુસલમાનોએ હિંદુઓને વટાળવા માંડ્યા ત્યારે તેમને પરદેશમાં જવાની મના કરી પણ તે વેપારમાં મળવાના નફાના લોભ આગળ ઘણી ચાલી નહીં; પરંતુ તેની અસર થઇને પેહેલાં કરતાં પરદેશ

સાથેનો વાણીઆનો વેપાર ઘટ્યો, પણ તેને બદલે બીજા યુરોપના હોશીઆર વેપારીઓ આ દેશમાં આવ્યા. જેમની હોશીઆરીથી તેમણે હિંદુસ્તાનનો પૈસો પોતાના દેશમાં ભર્યો, હિંદુસ્તાનને પોતાને તાબે કરી લીધું ને આખા દેશના ધણી થઇ પડ્યા. પોતાના સામાવાળીઆ યુરોપના વેપારીઓને વેપારમાં ને લડાઇમાં નરમ પાડ્યા ને આખરે બધી રીતે પોતેજ ફાવ્યા. એ લોકો તે અંગ્રેજ લોકોછે. તેઓ વેપારી વાણીઆ થઈ આ દેશમાં આવ્યા ને છેહલે તેજ દેશના રાજા થયા. જે દેશનો માલ પૈસા આપી ખરીદી જતા ને પોતાનો પૈસો અહીં આણતા, તે દેશમાં માલ પોતાનો લાવી વેચેછે ને પૈસા ઉપજાવેછે ને પૈસા આપવાને બદલે ઉલટા હરી જાયછે, ને બધી રીતે પોતાનાજ દેશમાં પૈસા ભરેછે.

હાલમાં આપણા દેશમાં જે વસ્તુઓનો વેપાર ચાલેછે તેમાં કેટલીક દેશી વસ્તુઓ પરદેશમાં મોકલેછે ને કેટલીક પરદેશી આ દેશમાં લાવેછે. આ દેશમાં જે વસ્તુઓ થતી નથી તે વિલાયતથી કે ચીન વગેરે ઠેકાણેથી લાવી પુરી પાડે છે. કેટલીક આપણા દેશમાં થાયછે પણ સારી ને સફાઇદાર કે સોંઘી નહીં હોવાથી પરદેશી સોંઘી, સારી, ને સફાઇદાર વસ્તુઓ લાવેછે. કેટલીક વસ્તુઓ તો વિલાયતમાં બીલકુલ થતીજ નથી જે આપણે દેશીજ વાપરીએ છીએ. કાપડ જે વિલાયતથી આ દેશમાં આવેછે તે આપણા દેશમાંથી રૂ જાયછે તેનું બનેછે, કેમકે વિલાયતમાં રૂ થતુંજ નથી. આ-

પણા દેશના કાચા માલને વિલાયતમાં પાકો બનાવી આ દેશ-માં મોકલી નફો મેળવે છે.

ચાકુ, તાળાં, કાગળ, કાપડ વગેરે માલ આપણે વિલાયતી વાપરીએ છીએ કેમકે આપણી પાળીઓ, આપણાં તાળાં, આપણા કાગળ ને કાપડ વિલાયતી જેવાં સસ્તાં ને સારાં હોતાં નથી. તોપણ અફીણી આપણી પાળીઓ વધારે વાપરે છે, વેપારી નામાના ચોપડામાં આપણાજ કાગળ વાપરે છે કેમકે તેઓ મજબુત ને ટકાઉ હોયછે. પણ સીવવાની સોય, છાપવામાં ને લખવામાં કાગળ, તાળાં, કાપડ વગેરે વિલાયતી ઘણું વપરાય છે કેમકે તે સસ્તુ ને સુગમ પડતું તથા સફાઈદાર હોયછે. કેમકે આપણી પેઠે તેમની બનાવટ હાથની નથી હોતી પણ સંચાની હોયછે. આજના સમામાં તો આપણને ઉપયોગી ઘણી વસ્તુઓ વિલાયતથીજ આવેછે.

પણ આપણા દેશને ઉપયોગી સઘળી વસ્તુઓ આપણને વિલાયત પુરી પાડતી નથી. ને તેથી આપણા હાથે ચલાવવાના સંચા કામમાં આવેછે. કીનખાબ, મશરૂ, ગજીઆણી, રેશમીસાડીઓ, પીતાંબર વગેરે રેશમી ને જરીનાં કપડાં વિલાયતથી આવતાં નથી. સુડીઓ, તાંબાપીતળનાં વાસણ, પાઘડીઓ, ટોપીઓ, રેશમી ધોતીઆં ને બીજાં કેટલીક જાતનાં ઓઢવાનાં ને પેહેરવા પાથરવાનાં લુગડાં આપણે આપણા દેશી વાપરીએ છીએ, કેમકે એવાં કપડાં ત્યાં થતાં નથી. અગર પસંદ પડતાં નથી.

બીજી કેટલીક વસ્તુઓ જેનો આપણને ઉપયોગ નથી તે અને સંચા જે ઘણા કીમતી હોયછે, તે આપણે વાપરતા નથી. ખેતીના, ધોવાના, વણવાના, સીવવાના વગેરે ઘણી જાતના સંચા આપણને ઘણા ઉપયોગી છે પણ તે ઘણા કીમતી હોવાથી આપણે વાપરી શકતા નથી, કેમકે તેનો ઉપયોગ કરનારા તેટલી કીમત ખરચી શકે એવો આ પ્રાંતમાં સંભવ નથી.

આપણા દેશની જે વસ્તુઓ વિલાયત જાયછે. તેમાં અનાજ ને રૂ એ બેજ માત્ર મૂખ્યછે. પણ અહીંની આ પ્રાંતના આસપાસના પ્રાંતોમાં ઘણી વસ્તુઓ જાયછે ને તેનો વેપાર ચાલેછે. આ પ્રાંતમાં ને આ પ્રાંતમાં પણ એક ગામથી બીજે ગામ ઘણી વસ્તુઓ લેઈ જઈ વેપારીઓ વેપાર કરેછે. અમદાવાદી કીનખાબ, મશરૂ, ગજીઆણી, ધોતીજોડા, પીતાંબર, સાટીન રેશમી ને કસબી કપડાં દક્ષિણમાં કાનડા ને ઉત્તરમાં પંજાબ સુધી જાયછે. વડોદરીઆ ને અમદાવાદી સુંતરાઉ ને જુનાગઢ ને નગરની ગર્ભસુતરાઉ જાંબુ રંગની પાઘડીઓ, કાઠીઆવાડી ચોફાળ, વઢવાણ લીમડીનાં કાઠીઆવાડીઓને માથે બાંધવાનાં મોળીઆં, પાટણનાં ચીર ને પટોળાં, સુરતી ટોપીઓ ને સાડીઓ, ઘણા પ્રાંતોમાં જાણીતાં છે. ગોધરા ને મોડાસા વીરપરનાં ઝાકળીઆં ગાડાં તેલ ને તમાકુ ભરી જથાબંધ વેપાર સારૂ ભટકતાં ફરેછે. પાટણની સુડીઓ ને ચીનાઈ વાસણને વટાળે એવાં માટીનાં વાસણ,

કપડવંજી કાચ ને સાબુ, આંતરસુબાનાં લોઢાનાં વાસણ, સીહોર ને વીસલનગર તથા જામનગરનાં તાંબાપીતળનાં વાસણ, પેથાપુરી બાંધણી, ભાદરવા કડલાલનાં ગોદડાનાં ખોળીઆં, આમોદની પાળીઓ ને વીરમગામનાં સીવેલાં રજાઈ વાંજણા વગેરે એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાયછે તેથી કોણ અજાણ્યુંછે? ખંભાતનું અકીક કામ એ કાંઈ ઓછું જાણીતુંછે? એ પ્રમાણે વેપારની સઘળી ચીજો અનાજ સાથે માંહેલા મુલકમાં જ્યાં રેલવે નથી ત્યાં ગાડામાં, ને રેલવેછે ત્યાં રેલવેમાં ભરી એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલવામાં આવેછે. પણ પ[illegible] મોકલવાની (ચીન, વિલાયત જેવે ઠેકાણે) ચીજો આગબોટો ને વહાણોમાં જાયછે.

પરદેશી મુલકની જે ચીજો આપણા પ્રાંતમાં આવેછે તે આગબોટમાં કે વહાણમાં મુંબાઇ આવેછે ને ત્યાંથી ગુજરાતમાં રેલવે મારફત આવેછે. ચીનની ચાહા, રેશમ, ચીનાઇ વાસણ, ચીનાઇ સોનાની ને રૂપાની પાટો, બંગાળી ખાંડ, ને રેશમ, મલબારી ચોખા, નાળીએર, સોપારી, લાકડાં, લંકાનો તેજાનો ને હાથીદાંત, તાંબા પીતળનાં પતરાં, વિલાયતી કોયલા, કાગળ, કાચ, ચપ્પુ, સોય, કાપડ વગેરે વહાણોમાં મુંબાઈ આવી ત્યાંથી અહિં આવેછે. બીજા પ્રાંતોની ચીજો વખતે બારોબાર પણ આવેછે ને કેટલીક રેલવે રસ્તે મુંબાઇ થઇને આવેછે. કાશીના લોટા ને પીતાંબર, નાસીક, પુના ને કાશીનાં તાંબાપીતળનાં વાસણ, બુરાનપુરી સેલાં, નાગપુરી

ધોતીજોડા, પેઠણી પાઘડી કાશમીરી શાલો વગેરે સામાન એ રીતે આ પ્રાંતમાં આવેછે.

ખનીજ ઉપજ આપણા દેશમાં થોડી હોવાથી તેનો ઓ-હોળો વેપાર ચાલતો નથી. કપડવંજ પાસે લોઢાની ખાણ પેહેલાં નીકળી હતી પણ તેમાંનું લોઢું ઘણી મેહેનત પડવાથી મોંઘું પડ્યું તેથી એ ખાણ આખરે બંધ કરવી પડી. નર્મદા નદીને કાંઠે બિલાયતી જેવા કોયલાની ખાણો (વરાડમાં ને નીજામના રાજમાં હમણાં એ કોયલાની ખાણ નીકળીછે તેમ) નીકળે એવુંછે એમ ઘણા ભૂસ્તરવેત્તાઓ કહેછે. પણ તેની ખાતરી કરી નથી. જો એ વાત સાચી હોય તો આપણને ઘણો ફાયદો થાય. આપણા ઘણા પૈસા ઇંગ્લાંડ જતા ઉગરે, ઇંગ્લાડ કરતાં આપણને સસ્તા પડે, ઇંગ્લાંડથી મગાવવાની મેહેનત ઉગરે અને ઘણા સંચા ધમધોકાર ચાલે, કેમકે તેમને તેથી ખરચ થોડું થાય. વળી લાકડાં ઉગર્યાથી તે પણ ત્યારે સસ્તાં થાય. ઘર બાંધવાના પથરનો વેપાર આપણા દેશમાં કેટલેક ઠેકાણે ચાલે છે. આરાસુરના ને ડુંગરપુરના આરસ પહાણ દેવસ્થાનમાં ચણવા અને મૂર્તિ, ખરલ, વગેરે સારૂ ઘણા આવેછે. પોરબંદરની પાસેના બરડો પર્વતમાંના પથર છાટો જેવા ને સફાઇદાર હોયછે;તે મોટી મોટી હવેલીઓ બંધાવવામાં ઘણા કામ લાગેછે. તેથી એ પથરો પોરબંદરથી સુરત મુંબાઈ વગેરે ઠેકાણે વહાણમાં ઘણા જાયછે. આરસ પહાણ પોરબંદરી કરતાં મોંઘા હોયછે, તેથી ઘર બાંધવામાં

તે પથરો કામ લાગતા નથી, પણ તે લીસા, ચળકતા ને શો-ભાયમાન વધારે હોયછે.

પરદેશથી હીરા, મોતી, માણેક, પાનાં વગેરે લાવી વેચનારા આપણા પ્રાંતમાં ઝવેરીઓછે. ઝવેરની કીમત ઝવેરીનેજ હોય. બીજાને તો તેમાં જેને અનુભવ હોય તેજ જાણે. અજાણ્યાં માણસ છેતરાયા વિના રહેજ નહીં. સોના રૂપાનો કસ કહાડનાર તે ચોકસીઓછે. તેઓ સોના રૂપાની કીમત કરી જાણેછે.

કાંધીઆ, નાણાવટી વગેરે રૂપીઆ ધીરવાનો ધંધો કરેછે. જેને રૂપીઆ ધીરેછે તેની પાસેથી તેની સાહુકારી પ્રમાણે ઓછું કે વધતું વ્યાજ લેછે. કાંધીઆઓ ઘણે ઠેકાણે ફાંસીઆ જેવા હોયછે. વ્યાજ વટાંનો ધંધો કરનારાને માથાના મળેછે ત્યારે નફો ને મુંડી કોઈવાર ખુએછે પણ ખરા. નાણાવટી દેવાળીઆઓને ભાગ્યેજ ધીરેછે. થોડે વ્યાજે શાહુકારને ધીરે છે, તેથી તે રૂપીઆ ઘલાવાનો સંભવ હોતો નથી, કાંધીઆ કે વ્યાજવટાનો ધંધો કરનારને એજ ઉપર ગુજરાન ચલાવવાનું હોયછે તેથી તેઓ વધારે નફાની લાલચે દેવાળીઆને પણ ધીરેછે. નાણાવટી હુંડીઓનું ઘણું કામ કરેછે. એકઠેકાણેથી બીજે ઠેકાણે નફો (હુંડીઆમણ) લેઈ રૂપીઆ મોકલાવી આપેછે. એ સારૂ પોતાના તે ગામના આડતીઆ ઉપર હુંડી આપેછે. ને તે હુંડી બતાવ્યાથી આપણને ત્યાં રૂપીઆ મળે છે, તેથી જોખમને અડચણ ઓછાં થાયછે.

આપણા વેપારીઓ દેશી પરદેશી માલ ઘણી તરેહથી ઘણી જુક્તીઓ કરી વેચેછે. દુકાને જથાબંધ વેચાણ થાયછે. ઘણીવાર ઘણે ઠેકાણે દલાલની મારફત વેચાણ થાયછે. એ દલાલ કોઈ કોઈ વાર તો માલ ખરીદનારને છેતરેછે. વેચાણ કરવાની બીજી રીત હરરાજીનીછે. ઘણી જાતનો માલ અગાઉથી ખબર આપી મોટા ગામોમાં હરરાજ કરીને વેચેછે. તે રીતથી વેચનારને નુકશાન તો કોઈકજવાર જાયછે, પણ તે કરતાં નફો ઘણીવાર થાયછે તે માલ જથાબંધ ખપેછે. વેપારી પોતાની દુકાને પોતાનો માલ હરરાજ કરે તેના કરતાં હરરાજ કરવાનો ધંધો કરનાર ઘણા જણાનો માલ હકશાઇ લેઈ હરરાજ કરે તેમાં કપટ થોડું હોયછે.

અમદાવાદ અને ગુજરાતના બીજા કોઈ કોઇ ગામમાં અમુક દહાડે ગુજરી ભરાયછે તે દીવસે પણ ઘણી જાતના ઘણા માલની ખપત થાયછે. ગુજરીવાળા શેહેરની આસપાસના ગામડાના લોકો ગુજરીને દીવસે આવીને પોતાને જોઇએ તે માલ ખરીદીને લેઇ જાયછે. હજારો માણસો દર શુકરવારે ગુજરીમાં અમદાવાદ આવેછે ને માલ ખરીદી જાયછે.

વળી ગુજરાતમાં ઘણી જાતના ઘણે ઠેકાણે મેળા ભરાય છે, તેમાં લાખો રૂપીઆના માલનું દર વખત વેચાણ થાય છે. એવા મેળા ગુજરાતમાં ઘણા ભરાયછે. ડાકોરમાં કારતકી, ચૈત્રી, ને માણેકઠારી પુનેમે એવા મોટા ત્રણ મેળા ભરાય છે. ફાગણની ને પોષની પુનમે અને નાના મેળા બાકીની

દરેક પુનમે ભરાયછે, સૌથી મોટો મેળો માણેકઠારી પુનમે ભરાયછે. તે વખત ત્યાં બે લાખ કરતાં વધારે માણસો એકઠા થાયછે; અને ચારપાંચ લાખ રૂપીઆના માલની ખરીદી થાયછે. કારતકી પુનમે શામળાજીનો મેળો ભરાયછે. તે મોડાશાની ઉત્તરે બારગાઉ ઉપર મહીકાંઠામાંછે, ત્યાં, સાબરમતિ ને વાત્રકના સંગમ આગળ વૌઠાનો કારતકી પુનમે ભરાયછે ત્યાં, કાઠીઆવાડમાંના પ્રભાસપાટણની પાસેની સરસ્વતિ નદીના મૂળ પાસે પ્રાચીનો, શુકલતિર્થ આગળ રેવાજીનો, કારતકીએ ભરાયછે ત્યાં, વડતાલ ને અમદાવાદમાં સ્વામીનારાયણના જાત્રાળુઓનો સંઘ ભરાયછે, તે કારતકી ને ચૈત્રી પુનમે અને રામનવમી ઉપર ભરાયછે ત્યાં લાખો માણસો એકઠા થાયછે ને લાખો રૂપીઆનો માલ આવેછેતથા ખરીદાયછે. દેવકી ઉનાઇનો સુરતજીલ્લામાં ચૈત્રી પુનમે મેળો ભરાયછે ત્યાં પણ ઘણું વેચાણ થાયછે. વળી બારબાર વરસે ઉંટડીઆ મહાદેવનો અને આશરે ચોવીશ કરતાં વધારે વરસે શુકલતિર્થમાં નર્મદાકાંઠે તવરાનો મેળો ભરાયછે, ત્યાં, પાલીતાણા, રીખવદેવ, અને બીજે કેટલેક ઠેકાણે શ્રાવકોના સંઘ જાયછે ત્યાં, તથા બોચરાજી ને રેવાજીના સંઘમાં પણ કાંઈ માલની ઓછી ખરીદી થતી નથી. સંઘ કરતાં મેળામાં માલની ખરીદી વધારે થાયછે. એવા મેળામાં ઉત્તરમાં અફગાનીસ્તાન ને તાતરથી, પૂર્વમાં બંગાળા ને ચીનથી, દક્ષિણમાં લંકાં લગભગથી માલ આવે

છે. તેમાં ચાહા, રેશમ, ચીનાઈ વાસણ, રેશમી કાપડ, ધોતીજોડા, સુતરાઉ કાપડ, કીનખાબ, સોનું, રૂપું, ઝવેર અને બીજા ખનીજ પદાર્થો, મેવા, હાથીદાંત, તેજાના, કાગળ, બીલોરી સામાન, તાંબા પીતળનાં વાસણ, મીઠાઈ, અફીણ વગેરે ઘણી જાતનો લાખો રૂપીઆનો માલ આવેછે. ગુજરાતમાં જેટલા મેળા ભરાયછે અને જેટલા રૂપીઆના માલનું તેમાં વેચાણ થાયછે તેટલા મેળા ને તેટલું વેચાણ હું ધારતો નથી કે બીજે કોઈ ઠેકાણે થતું હોય? આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે મેળા પણ આ પ્રાંતમાં માલની ખરીદી થવાનું મૂખ્ય ઠેકાણુંછે.

---

ગુજરાતનો ઉત્કર્ષ થવાનાં સાધન.

# ભાગ ૨ જો.

એ સાધનો સુધારવાના ઉપાય.

## પ્રકરણ ૧ લું.

### ખેતીવાડીની હાલત સુધારવાનો ઉપાય.

ગુજરાતની ખેતીવાડી કેવી રીતે ચાલેછે, અને તેમાં કેવી કેવી જાતનાં ઓજારો વપરાયછે, તે શી રીતે વપરાયછે, તેથી કયો કયો પાક ઉત્પન્ન થાયછે, અને ખેડુતોની હાલત કેવી છે એ બધું આપણે પાછલા બીજા પ્રકરણમાં કહી ગયા. આ

પ્રકરણમાં ખેતીમાં વધારે જથાબંધ ને સારો પાક શી રીતે થાય, તથા ખેડુતોની હાલત શી રીતે સુધરે એ વિશે આપણે વિચાર કરીએ.

જો ખેડુતોની હાલત સુધરે, ખેતીમાં સારાં ને ઉપયોગી, થોડી મેહેનતે ઘણું ને સારૂં પકવનારાં હથીઆરો વપરાય, માલ સારો ને પુષ્કળ પાકે તો આ દેશનો જલદીથી ઊત્કર્ષ થાય. વેપારનો મૂખ્ય આધાર પણ એની ઉપર છે; સરકાર કે રાજકર્તાનો આધાર પણ તેમના ઉપરછે; ને દેશી લોકો સુખી ને આબાદ થવાનો મૂખ્ય આધાર પણ એનીજ ઉપરછે આ ઉપરથી દેશની આબાદી કરવામાં ખેતી સુધારવાની સૌથી પેહેલી અગત્ય જણાયછે. એ ખેતી કેમ સુધરે અને ખેડુતો તથા બીજા દેશીઓ સુખી થાય?

ખેતીના હાલત સુધારવાને તેમાં સારાં ઓજારો વાપરવાની જરૂરછે. બળદની ને હાથની મેહેનત, વરાળીઆ રાક્ષસની મદદથી ચાલનારા સંચાને પહોંચી શકતી નથી. વિલાયતી ખેતીના સંચા જેવા કે હળ, પાણીપાવાનો, ઉપણવાનો, લણવાનો, કાપવાનો એ બધા સંચા ઘણું કરીને વરાળથી ચાલનારા છે. તેમાં હાથની ઘણીજ થોડી મેહેનતની જરૂર પડેછે. ઈંગ્લાંડની નઠારી જમીન છતાં, તથા થંડો મુલક છતાં, ત્યાંના ખેડુતો આપણા ખેડુતો કરતાં સારી સ્થિતિમાંછે તેનું મૂખ્ય કારણ આ છે. આપણા ખેડુતો જો વરાળના સંચાની મદદ લે તો અલબત થોડી મેહેનતે ઘણો ને સારો માલ પકવે. કેમકે

વરાળીઉ હળ જમીનને ઉંડી ખેડીને પોચી કરેછે. આપણું હળ એક દીવસમાં એક માણસની અને બે બળદની મદદથી બે વીધાં જમીન મુશ્કેલીથી ખેડે ત્યારે વિલાયતી વરાળીઉ હળ, એક માણસની મદદથી વરાળને લીધે ચાળીસ પચાસ ઘણું વધારે ખેડેછે. આપણું બળદનું હળ મુશ્કેલીથી ચાર તસુ ભોંય ઉંડી ખેડે ત્યારે વરાળીઓ તેથી ચાર પાંચ ગણી ઉંડી ભોંય ખેડીને પોચી કરી શકેછે. આપણા ખેડુત બે બળદની ને બે માણસની મદદથી આખો દહાડો મેહેનત કરી બે વીધાં જમીનને પાણી પાય, ત્યારે વરાળીઓ સંચો એક કે બે માણસની મદદથી રોજ સેંકડો ગણું વધારે પાણી પાઇ શકેછે. આપણો ખેડુત આખો દહાડો દાતરડું લેઇ કાપે તો મુશ્કેલીથી એક વીધુ કાપી શકે, એક માણસ આખા દહાડામાં બાજરીના ભાગ્યે બસેં પુળા લણી શકે, મુશ્કેલીથી ઉપણી કે મશળી શકે, તે કામ વરાળીઓ સંચો ઘણુંજ ઉતાવળું ને થોડી મેહેનતે કરેછે. આપણા મદદગાર બળદને આખો દહાડો ને રાત ખાવા આપવું પડેછે, પણ આ મજુરતો જેટલી વાર કામ કરે તેટલી વારજ માત્ર ખાવાનું માગેછે. બાકી જો એની પાસે કામ કરાવો નહિતો તે મુગો મુગો ભુખ્યો પડ્યો રેહે, પણ ખાવા માગે નહિ. વળી આપણી ને બળદની મેહેનતથી પાકેલા અનાજ કે પદાર્થ કરતાં વરાળીઆના પકવેલા પદાર્થ ઉત્તમ પ્રકારના હોયછે. જુઓ યુનૈટેડ સ્ટેટ્સનું રૂ આપણા કરતાં કેટલું સારૂં હોયછે, ને તેઓ આપણા કરતાં કેટલી

બધી વધારે કીમત ઉપજાવેછે? આપણા રૂની ઈંગ્લાંડમાં છ પેન્સ હોયછે ત્યારે યુનૈટેડ સ્ટેટ્સના રૂની નવ કરતાં વધારે હોયછે. એટલે આપણા કરતાં ઓછામાં ઓછી દોઢી કીમત તેઓ ઉપજાવેછે. તે આપણા કરતાં તેમની સારી જમીન છે તેથી નહિ, પણ સારાં ઓજારો છે તેથી. ત્યાંની જમીન આપણી જમીન કરતાં કોઈ રીતે ચઢતી નથી, પણ ઉલટી ઉતરતી છે, એવું ઘણાઓનું મતછે. એ રીતે હાથની ને બળદની મેહેનતથી પાકેલા માલ કરતાં વરાળની મદદથી પાકેલો માલ વધારે જથાબંધ ને સારો હોયછે. તેમજ તેમાંના માણસોને મેહેનત થોડી પહોંચેછે. ત્યારે આપણે પણ તે સંચાઓની મદદ શા માટે ન લઈએ? આપણે સંચાની મદદ લઈએ તો આપણે એટલો બધો માલ પકવી શકીશું કે ઈંગ્લાંડ ને એવા બીજા ઘણા મુલકોને તે માલ પુરો પાડી શકીશું. રૂની બાબતમાં પણ આપણે યુનૈટેડ સ્ટેટ્સને પછાત પાડીશું; કેમકે તે દેશ કરતાં પણ આપણું રૂ, તેમના જેટલી સંભાળથી વાવ્યું હોય તો સારૂં થાય એવી જમીન પરમ કૃપાળુ પરમેશ્વરે આપણને બક્ષીછે. ઈંગ્લાંડ આપણું રૂ થોડું ને સસ્તુ અને યુનૈટેડ સ્ટેટ્સનું ઘણું ને મોંઘી કીમતે લેછે તેનું કારણ એ કે આપણે તેને સારો માલ પુરો પાડી શકતા નથી. જો આપણે સારો માલ પુરો પાડી શકીએ તો ઈંગ્લાંડના રૂપીઆ યુનૈટેડ સ્ટેટ્સમાં જાયછે તે કરતાં આપણા દેશમાં આવે તેમાં, ને આપણો દેશ પૈસે ટકે સુખી ને

આબાદ થાય તેમાં ઇંગ્લાંડને લાભછે, કેમકે ઇંગ્લાંડની સત્તા આપણા દેશ ઉપર હોવાથી તેને આપણા ઉપર આધારછે; તે વાત ઇંગ્લાંડ સારી પેઠે જાણેછે; માટે જો આપણે યુનૈટેડ સ્ટેટ્સ જેવો સારો માલ ઉત્પન્ન કરી તેને પુરો પાડીએ તો તે આપણોજ માલ લેશે, યુનૈટેડ સ્ટેટ્સનો નહિ લે, અને તેથી આપણને ઘણો લાભ થશે. રૂની પેઠેજ આપણા પ્રાંતમાં ભાલ ને હાંસોટાની જમીનમાં સારા સંચાની મદદથી પકાવેલા ઘઊં, મીસરમાં નાઈલ નદીના કાંપથી પાકેલા ઘઊંને દૂર બેસાડશે. સારી રીતે કેળવીને આપણી ચીખલીને દસક્રોઈની જમીનમાં ચોખા પકાવ્યા તો, તેની બરાબરી બીજા કોઈ દેશના ચોખા નહિ કરી શકે એવા થશે. નવસારીની ને કાસંદ્રા પાલડીની શેરડી ને ગોળ તેથી સારાં થશે, એટલુંજ નહિ પણ આપણે તેનાંજ ખાંડ ને સાકર બનાવી બંગાળાને ભુલી જઇશું. એવી આપણી જમીનછે, પણ તે સારી રીતે કેળવ્યા વિના બધાંથી પછાત પડીછે. માટે આપણે આપણા દેશની હાલત સુધારવાને દેશ આબાદ ને સુખી થવાને સારો અને જથાબંધ માલ તૈયાર કરવો જોઇએ. તે સારૂં આપણે ઇંગ્લાંડના સંચાઓની મદદ લેવી જોઇએ, તેનાં કારણો મેં ઉપર બતાવ્યાંછે. પણ તે સંચા શાવડે લેવા? તે સંચા લેવાની આપણા ખેડુતોની હાલની સ્થિતિ તાકાદ ધરાવેછે? માત્ર આપણા કહેવાથી ખેડુતો એ સંચા ખરીદી શકે એમ છે? અને કદાપિ સંચાના ફાયદા તેમના મનમાં ઉતરે, તો

પણ તેઓ તેટલી કીમત ખરચી, એટલું જોખમ માથે ખેંચી શકે, એવી તેમની સ્થિતિછે?

આ બધા સવાલોનો જવાબ આપતા અગાઉ તે સંચા કયા કયા અને કેટલી કીમતનાછે, તથા તે આ દેશમાં ચલાવતાં કેટલું ખરચ થાય અને કેટલું કામ કરી શકે એવાછે તે, તથા તેમાં જોખમ કેટલુંછે તે મારે આ ઠેકાણે કહેવું જોઇએ કે મારા આટલા કહેવા ઉપરથી ભોળા માણસો ભોળવાઇને જોખમમાં પડતા અગાઉ તે વિશે સારી પેઠે વિચાર કરે.

**ખેતીના કામના સંચાઓની યાદી કીમત સાથે.**

| નામ | કીમત રૂપીઆ. |
|---|---|
| ખેડવાનો સંચો એકવડા વરાળ યંત્રની રીતે ચાલનારો. | ૬૦૦૦ થી ૮૦૦૦ |
| એંજન બેવડા વરાળ યંત્રની રીતથી ચાલનારો. | ૮૦૦૦ થી ૧૫૦૦૦ |

આ સંચો એક વખતે જમીન ખેડેછે અને જરૂર પડે તો તેજ વખતે જમીન સાફ કરેછે. એક દીવસમાં ઓછામાં ઓછી એ સંચાથી ૭૦ થી ૭૫ વીઘાં જમીન ખેડાયછે ને સાફ થાયછે. એજ વરાળ યંત્ર ઉપણવામાં અને બીજા કામમાં પણ વપરાયછે.

ઉપણવાનું વરાળ યંત્ર. ૧૫૦૦ થી ૫૦૦૦

આ સંચાથી દાણા ઉપણાઇ સાફ થઇને કોથળીઓમાં ભ-

રાયછે.

પાણી પાવાનો સંચો એ સંચાથી પાંચસેં થી ૪૦૦૦ ગ્યાલન સુધી પાણી દર કલાકે નીકળેછે. ૭૫૦ થી ૨૮૦૦

આ વરાળ યંત્ર વિના બીજા કેટલીક જાતના સંચા જે જનાવરોની મદદથી ચલાવવાનાછે તેની યાદી કીમત સાથે નીચે આપીછે.

| નામ | કીમત રૂપીઆ |
| --- | --- |
| ખેડવાનું લોઢાનું હળ. | ૬૦ થી ૧૫૦ |
| આ હળમાં થોડો ફેરફાર કરવાથી જેટલી જોઇએ તેટલી ઊંડી જમીન ખેડાયછે. પછી તે જમીન કઠણ હોય કે પોચી. | |
| રોજ પટાટા ખોદવાનું હળ, એ ઘોડા ચલાવવાનુંછે. તે વડે રોજ ૬થી૮ વીઘાં જમીનમાંથી પટાટા ખોદી કઢાયછે. | ૬૦થી૮૦ |
| એક બળદથી થોડી ઉંડી જમીન ખેડનારૂં હળ. | ૩૦ થી ૫૦ |
| દંતાળ, કરબડી ને તરફેણનું કામ કરનાર. | ૬૦ થી ૮૦ |
| લણવાનો સંચો. | ૧૪૦ થી ૨૦૦ |
| ઉપણવાનો સંચો બળદથી ચાલનારો. | ૫૬૦ થી ૧૦૦૦ |
| ઘાસ કાપવાનો અને બીજા અનાજના છોડ કાપવાનો સંચો. | ૨૦૦ થી ૩૦૦ |
| પાણી પાવાનો સંચો, બળદથી ચાલનારો. એ સંચાથી દરકલાકે ૪૦૦૦ ગ્યાલન પાણી નીકળેછે. | ૭૦૦ થી ૧૫૦૦ |

હાલના ખેડુતોની હાલની રીત પ્રમાણે એની કરતાં કેટલું

ખરચ થાય, તે આપણે ગણીએ.

૧૫૦ બે બળદ.
 ૪૦ ગાડું ને તેનો સામન.
  ૭ હળ, કોશ વગેરે.
 ૧૦ ત્રીફેણ ને સમાર.
 ૧૦ કરબડી ને દંતાળ.
 ૧૩ પાવડી, કોદાળી, કુહાડી, દાતરડાં ને બીજાં નાનાં ઓજાર.
 ૧૦ કોષ અને વરત વગેરે.
 ૧૦ પરચુરણ.

———
૨૫૦

એ પ્રમાણે અઢીસેં રૂપીઆમાં એક એડુતને બે બળદ દશ વીઘાં જમીન ખેડી શકે. સુધરેલી રીત પ્રમાણે વરાળના સંચાની મદદથી ૧૯૦૦૦ રૂપીઆમાં એક હજાર વીઘાં જમીન ઓછામાં ઓછી ખેડી શકે. એ પ્રમાણે ૬૪ ગણી કીં ઓજારો ખરચવામાં ઓછામાં ઓછી સો ગણી જમીન વધારે ખેડાય. સારી ખેડાય ને માલ સારો ને પુષ્કળ પાકે. એટલે આપણી હાલની રીત પ્રમાણે ખેતી કરવાથી એક વીઘે જેટલો પાક થાય તેના કરતાં વરાળ યંત્રની મદદથી કરેલી ખેતીમાં વધારે ને સારો પાક થાય, ને તેથી તેના ધણીને સારી કીમત ઉપજે ને નફો વધારે થાય. માટે આ રીતે ખેતી કરવામાં ફાયદો છે એમાં શક નથી. પણ એ રીતે આપણા હાલના ખે

ડુતો ખેતી કરી શકે. સંચા વાપરી શકે એટલી તેમનામાં કે-ળવણીછે? એટલી કીમત ખરચવાનું જોખમ માથે લેવાની હાલના ખેડુતોની તાકાદછે? ના, તેઓ કંગાળ હોવાથી એ-ટલી બધી કીમત ખરચી શકે કે અજ્ઞાન હોવાથી સંચા ચ-લાવી શકે એવી તેમની હાલની સ્થિતિ નથી માટે પેહેલ વેહેલું તો તેમની હાલની રીતમાં બળદની ને ઘોડાની મદદથી ચાલનારા સંચા લાવી સુધારો કરવો જોઇએ. કેમકે એ રીત-થી ખેડવામાં પણ ફાયદોછે. એ રીતે ખેતી કરવામાં છગણી વધારે કીમત ખરચવી પડશે. ને દશગણી વધારે ને સારી જમીન ખેડાશે. ને એ જમીનમાં પણ સારો ને પુષ્કળ પાક થશે. અલબત એ પાક વરાળયંત્રની મદદથી થએલા પાક જેટલો તો નહીં, તોપણ હાલની રીતે થતા પાક કરતાં વધારે સારો થશે. પણ એટલી કીમત પણ આપણા ઘણાખરા ગરીબ ખેડુતો તો ભાગ્યે ખરચી શકે એવુંછે.

ત્રણ હજાર વરસ ઉપર આસીરીયન લોકો જે રીતે ખેતી કરતા હતા તેજ રીત હાલના હિંદુઓની છે‡ ઘણી મુદતથી હિંદુઓએ પોતાના સંચાઓમાં સુધારો કર્યો નથી. ૧૦૭૦ ચાલેજ ચાલવું એ તેમની રીતજ પડી ગઇછે. જો હિંદુઓએ ખેતીના સંચાઓમાં યુરોપના દેશોના પેઠે સુધારો કર્યો હોત તો, અથવા યુરોપમાં સંચાઓનો સુધારો ન થયો હોત તો વેપારમાં હિંદુસ્તાનની સરદારી આજ સુધી રહી હોત‡ પણ જ્યારે

‡ પી. આર. કોલા.

બીજા દેશોએ પોતાના ચાલતા સંચાઓમાં, જ્ઞાનમાં, ને વિદ્યામાં સુધારો ને વધારો કર્યો ત્યારે હિંદુસ્તાને લાંબી ઉંઘમાં ઘોર્યા કર્યું!! પણ જ્યારે હમણાં જાગવાનો વખત તેને મળ્યો છે, સંચાથી ભરપુર એવા ઈંગ્લાંડ દેશનું ઉપરીપણું તેના ઉપર થયું છે; સમજુ, નેક ને નિઃસ્વાર્થી પ્રજાનું રાજ તેના ઉપર સ્થપાયું છે, તો તેણે જાગવું જોઇએ. બીજા દેશોનો ને તેના વડીલાઓનો દાખલો તેણે લેવો જોઇએ. ને તેમણે જેમ સુધારો કર્યો હતો તેમ એણે પણ કરવો જોઇએ.

પણ તે સુધારો શી રીતે થાય? ખેડુતોની ગરીબ સ્થિતિ સંચાઓની હલકી કીમત પણ ખરચી શકે એમ છે? તેમની કેળવણી લીધા વિનાની જ્ઞાનહિન શક્તિ એ સંચા ચલાવી શકે એવું છે? ત્યારે શું કરવું? એ સંચાઓ ખરીદવાને અને ચલાવવાને દોલત ક્યાં છે? એ સંચાઓ સંબંધી કેળવણી આપનારી વિદ્યાશાળા આ પ્રાંતમાં એક પણ ક્યાં છે? ગુજરાતમાં ઈંગ્લાંડના જેવી ખેતીને ઉત્તેજન આપનારી મંડળી એકે સ્થપાએલી છે? ખેતીનાં અને બીજાં સુધરતાં જતાં ઓજારો બતાવનારૂં ઈંગ્લાંડની પેઠે વરસમાં એકેવાર એક્ઝીબીશન થાયછે? માત્ર એકાદવાર એકાદ ઠેકાણે થયું તો તેથી શું થઈ ગયું? પણ ત્યારે કેમ કરવું? એ સુધારો શી રીતે કરવો? અને ગુજરાત આબાદ થવાને માટે કયા ઉપાયો યોજવા?

ગુજરાતની આબાદી, ત્યાંની બોહોળી વસ્તી ઉપર કે બોહોળી એકઠી કરી મુકેલી દોલત ઉપર કે ઘડાવેલાં ઘરેણાં ગાંઠાં ઉપર આધાર રાખતી નથી; પણ જેટલી દોલત સારાં

ઉપયોગી કામો કરવામાં ખરચાય તેના ઉપર આધાર રાખેછે. જે દોલત ઉદ્યોગ અને સંચાઓને મદદ આપવામાં વાપરી તેજ ખરા કામની છે. દોલત એકઠી કરી ખજાનામાં કે ખાડામાં ભરી રાખી, દોલત ઘરેણાં ગાંઠાં કરાવવામાં ખરચી નાંખી, તે કાંઈ કામની નથી. તેથી દેશની કાંઈ આબાદી નથી. માટે જેઓની પાસે દોલત છે, જેઓ એ સંચા ખરીદી ચલાવી શકે, અને બીજાઓને પોતાનો દાખલો આપી શકે, એવા છે; તેમણે એ કામમાં, તેમની પોતાની દોલત અને આબાદી વધારવાની ખાતર, તેમના પોતાના દેશની ને જાતભાઈઓની સ્થિતિ સુધારવાની ખાતર, તેમની દોલતનો સુમાર્ગે સારો ઉપયોગ થવાની ખાતર, આગેવાન થવું જોઇએ. જેઓ સંચાના ફાયદા સમજી શકે એવાછે, તેમણે પોતાની સમજણને વાપરી બીજાઓને સમજણ આપવાને પોતાનો દાખલો બતાવવો જોઇએ. એવા કામમાં જેઓ સમજુ હોય તેમણે એક મંડળી સ્થાપવી જોઇએ. જે મંડળી ખેતીના કામનાં ઓજારોની શોધ કરાવે અને ઉપયોગમાં લાવે. વરસો વરસ પ્રખ્યાત જગાઓમાં એવા સંચાઓનાં એકઝીબીશન કરી, અજ્ઞાન ખેડુતોને તે જોવા સારૂ નોતરવા જોઇએ. તેમને એ સંચાઓથી શી રીતે ખેતી થાય છે, તથા તેનાથી કેટલો વધારે લાભ થાયછે, તે પ્રત્યક્ષ બતાવવું જોઇએ. ખેતીનાં ઓજારો સંબંધી વિદ્યાની કેળવણી મળે એવી શાળાઓ સ્થાપવી જોઇએ; કે જેમાં ખેડુતોનાં છોકરાં તેમને ઉપયોગી

કેળવણી લે. હાલનાં ખેડુતોનાં છોકરાંને બિચારાંને તેમને ઉપયોગી કેળવણી લેવાનો કોઈ પણ આધાર નથી. વાંચતાં લખતાં કદાપિ સરકારી ગુજરાતી નિશાળોમાં તેઓ શીખે તો શીખે, પણ સંચા સંબંધી કેળવણી, જે તેમને અતિ ઉપયોગી છે, તે લેવાનો, તેમને એકે આધાર નથી. તેઓના ભાઈઓ અને બાપ જે રીતે ખેતી કરેછે તે રીત જોઈ, પોતે પણ તેજ રીતે ખેતી કરતાં શીખેછે. એ સંબંધી કેળવણી લીધા વગર કે તે બાબતમાં તેની અક્કલ ખીલ્યા વગર ચાલતા સંચાઓમાં સુધારો કરવાને તે બાપડો અજ્ઞાન ખેડુત શક્તિ ધરાવતો નથી—સુધારો કરી શકતો નથી.

આપણા દેશની આબાદી થવામાં—ખેતીનાં વિલાયતી ઓજારો આપણા દેશમાં મગાવી વાપરવામાં આપણા પૈસાદાર શેઠીઆઓએ આગેવાની કરવી જોઇએ. એ સંચાઓ લાવી આપણી ખેતીમાં લાગુ કરવા જોઇએ. પડતર જમીન સરકાર પાસેથી પટે લઈ ખેડાવવી જોઇએ. એવી જમીન પંચમહાલ, સોરઠ, મહીકાંઠો અને સુરત ઈલાકામાં જોઇએ તેટલી છે. તેમની આગેવાની વિના બાપડા ખેડુતો આગળ થાય—એટલા પૈસા ખરચી શકે કે એટલું જોખમ માથે લેવાની હીમત ચલાવી શકે, એ આશા રાખવી બીલકુલ નિષ્ફળ છે.

ત્યારે આ પ્રાંતની આબાદી થવામાં સરકારે શું બીલકુલ ધ્યાન ન આપવું? ખેતીમાં સુધારો કરવો, તે ખેડુતોની હા-

હાત સુધારવી, એમાં શું સરકારે કાંઈ પણ ઉપાયો ન લેવા? એ બાબતમાં શું સરકારની કાંઈ પણ ફરજ નથી? અલબતછે. સરકારને ખેતીના નાટકમાં નાયક (વિદુષક નહિ) નો ભાગ લેવાનોછે. એ નાટક ચલાવવાનું અને પુરૂં કરવાનું કામ સરકારનુંછે. પૈસાદાર શેઠીઆઓએ ગાયકોના જેટલો એ કામમાં ભાગ લેવો જોઇએ. પણ ખેડુતો તો ખેલાડીઓ છે. ગાયકો અને મૂખ્યત્વે નાયક જેમ દોરે તેમ જવાનું કામ ખેડુતોનુંછે. સરકારેજ તેમને શીખવી સુધારી સારા કરવા જોઇએ, સરકારેજ તેમને ભુલચુક બતાવી સીધા દોરવા જોઇએ, સરકારેજ તેમને હીમત આપી પાછા નહિ પડવા દેવા જોઇએ, સરકારેજ તેમની પાસે એ કામ શરૂ કરાવી સરાતોર પાર પડાવવું જોઇએ; કેમકે એ નાટકમાં પૈસા મેળવવાનો લાભ મૂખ્યત્વે સરકાર રૂપી નાયકનેછે. બાપડા ખેડુત ખેલાડીઓને તો સરકાર નાયક જેટલું આપે કે તેમની પાસે જેટલું રહેવાદે, તેટલું રહેવાનું કે મળવાનુંછે. એ નાટકમાં મોટો નફો સરકારને છે, તેથી તેણે તો એમાં વધારે મેહેનત કરવીજ જોઇએ. ખેડુતોની સારી સ્થિતિ એ સરકારની સારી સ્થિતિ, ને ગરીબ સ્થિતિએ સરકાર ગરીબ. દેશની આબાદીએ સરકાર આબાદ. એ આબાદી મૂખ્યત્વે ખેડુતોની ને ખેતીની આબાદી ઉપર આધાર રાખેછે. માટે એ ખેડુતોની ને ખેતીની આબાદી થવાને સરકારેજ ઉપાયો કરવા જોઇએ. ખેલાડીઓને ગરીબને મૂર્ખ રાખી, ખેલાડીઓને

ભુખ્યા ને કંગાળ રાખી, ખેલાડીઓને નિર્ધન ને ચીથરે હાલ રાખી, નાયક પૈસાદારને આબાદ થવા ઇચ્છે, એ સઘળાં ફાંફાંછે. કુવામાં હોય તો હવાડામાં આવે. પણ કુવામાં ધુળ ઉડતી હોય તો હવાડામાં ધુળના ઢગલા હોય તેમાં શી નવાઇ? નાટકકારે ખેલાડીઓને ખવડાવી પીવડાવી, લુગડાંલત્તાં પેહેરાવી, નાટકની વિદ્યા ને ખેલ શીખવી સારા કરવા કે તેઓ નાટક ફતેહમંદીથી પાર પાડે ને ધારેલી મુરાદ બર આણે નહિતો તે નાટકની ને નાટકકાર નાયકની હાંસી થાય તેમાં શી નવાઇ?

સૌથી પેહેલું ને સૌથી વધારે ધ્યાન સરકારે ખેડુતોની સ્થિતિ સુધારવા ઉપર આપવું જોઇએ. કેમકે દેશની ને સરકારની આબાદીનો મૂખ્ય આધાર તેમના ઉપર રહેલો છે. એ વાત ખરીછે પણ તેમ કરવાને કયા ઉપાયો લેવા જોઇએ, તે ઉપર હવે આપણે વિચાર કરીએ.

તેમની કેળવણી ઉપર સરકારનું પેહેલું ધ્યાન ખેંચાવું જોઇએ. કેમકે વેપારી પ્રજાને જેવી કેળવણી મળેછે, તેવી ને તેટલી કેળવણી પણ તેમને મળતી નથી. ખેતીના સંચા સંબંધી જ્ઞાન આપનારી એકેકસ્કુલ આ પ્રાંતનાં મોટાં મોટાં શેહેરોમાં જોઇએ. લોકોને કેળવણી આપવાને એ લોકોના ઉપર લોકલફંડનો ટાક્સ નાંખ્યો. પણ તેનો લાભ બીજાઓ કરતાં, તે બાપડાઓને ઘણોજ થોડો મળેછે. વેરા નાંખી નાંખી સરકારે એ પ્રજાને નીચોવી નાંખી, તોપણ સ્કુલોમાં

એ ગરીબોના ઉપર (ગમેતો અરધી પણ) ફી રાખીછે. જે તેઓ મુશ્કેલીથી આપી શકેછે. ગુજરાતની ૭૦ લાખ માણસની વસ્તીમાં ખેડુતો કેટલા બધાછે તો પણ આખા ગુજરાતમાં, પ્રમાણમાં બીજાઓ કરતાં તેમના ઘણાજ થોડા છોકરા કેળવણી લેછે. એટલા થોડા કેળવણી લેનારછે તેના કારણનો વિચાર કરો તો માલમ પડશે કે તેમની ગરીબ સ્થિતિ અને ફી તેમને કેળવણી લેતાં અટકાવ કરેછે. જો તેમના ઉપરની ફી કહાડી નાંખી તો તેમના છોકરાઓની સંખ્યા આપણી નીશાળમાં બમણી નહિતો દોઢી તો થશેજ, એમાં કાંઈ નવાઈ નથી. વાંચવા લખવાની કેળવણી જેટલુંજ બલકે તેથી વધારે ધ્યાન તેમને ઉપયોગી સંચાની કેળવણી આપવા ઉપર આપવું જોઇએ.

હવે એ લોકો ઉપરના જુલમી કર એ આપાણું ધ્યાન ખેંચેછે. મેં પાછળ બતાવ્યુંછે કે તેમના ઉપર જમીનનો જે દર લેવાયછે, તે ઘણોજ ભારેછે. તેમજ જમીન શીવાયના સ્ટાંપ આક્ટ, કોર્ટ ફી આક્ટ, અને બીજા ટાકસો જે આડકતરી રીતે તેમની પાસેથી લેવાયછે, તે તેમને ઘણા ભારે થઇ પડેછે. એક ખેડુત જે મહા મેહેનતે અને મુશ્કેલીએ સો મણ દાણા પકવેછે, તેની પાસે બધી જાતના વેરા ને નુકશાન બાદ કરીએ તો મુસ્કેલીથી પચાસ મણ દાણા રહેછે !! ગાયકવાડી જેવાં જુલમી રાજમાં પણ આટલો વેરો લેવાતો નથી, તેમ આજ સુધીમાં થઈ ગયેલા કોઇપણ રાજમાં લેવાતો

નહોતો. માટે અંગ્રેજ સરકાર જેવી શાણી સરકારે રહેમ દીલથી તેમના ઉપરના બોજા ઓછા કરવા જોઇએ. તેમના ગજા પ્રમાણે બોજો લાદવો કે તે ઉપકીને તેમનાથી ચલાય. સમુળગુ બેસક બેસે તે કરતાં ચાલે તેમાં તેના ધણીને લાભ થાય. બેસક બેઠાથી તેના ધણીને ઉભા રહીને ઝોકાં ખાવાં પડશે. બીજી પૈસાદાર કોમો ઉપર ( વેપારમાં જકાત વિના ) બીજા કોઇપણ એવા કર નથી કે તે બાપડા ખેડુતોને લાગુ નહોય!! તેમની પાસેથી જમીન વેરો ને લોકલફંડનો વેરો લેવાયછે, તેમની પાસે ગાડાંની વેઠ (જો કે હુકમ નથી તોપણ ધમધોકાર ચાલેછે એ વાત નકીછે) કરાવેછે તેમ છતાં બીજાઓના જેટલાજ આડકતરા વેરા, બીજા વેપારી વગેરે કરતાં તેમની ગરીબ સ્થિતિ છતાં, લાગુ કરેલાછે. એ કેવું આશ્ચર્ય જેવુંછે!! આ ઉપર સરકારે ધ્યાન આપવું જોઇએ.

ખેડુતો ઉપર જે લોકલફંડનો ટાક્સ નાંખ્યોછે, તે તેમના ફાયદાને સારૂછે એવું કારણ સરકાર બતાવેછે, ને તે વાજબી પણછે. એ ટાકસ જમીન ટાકસના રૂપીઆ ઉપર દર રૂપીએ એક આનો વધારી નાંખેલોછે. તે એક આનામાંની નવ પાઇ નેહેરો ને રસ્તા વગેરે બંધાવવામાં ખરચવાને, અને બાકીની ત્રણ પાઇ કેળવણીને માટે લેવાયછે. કેળવણીની ત્રણ પાઈ પ્રમાણે જે ઉપજ થાયછે તેમાંથી જે ખરચ કરેછે તે તેમના એકલાને માટે કરતા નથી. નવ પાઇની ઉપજમાંથી તળાવ ખોદાવે, કુવા બંધાવે કે રસ્તા કરાવે તો તે પણ કાંઇ

એમના એકલાના કામમાં આવતા નથી બધા જે રીતે તેમ-નો ઉપયોગ કરેછે તેજ રીતે એ લોકો પણ કરેછે. માત્ર નિશાળોમાં તેમની અરધી ફી લેવાયછે તે, ને રસ્તા, તળાવ ને કુવા, બીજાઓ કરતાં એ લોકો વધારે વાપરે એટલો તફાવત છે પણ હકતો બધા લોકોને સરખોજછે. ત્યારે એ કર એ લોકો એકલાજ પાસેથી માત્ર લેવાનું કારણ શું ? અથવા લીંધો તો બીજા સ્ટાંપ, કોર્ટ ફી, સોલ્ટ ટાકસ, વગેરે કરો પણ એ બાપડા ગરીબો ઉપર શા વાસ્તે પાડવા જોઇએ ? વારૂ આપણે એમ ધારીએ કે બીજાઓ કરતાં એ લોકો કુવા, રસ્તા, તળાવ, નેહેરો વગેરેનો ઉપયોગ વધારે કરેછે, માટે એમની એકલા-નીજ પાસેથી એ કર લેછે તે વાજબી છે, તોપણ જ્યારે તળાવ કે કુવો કોઈ ગામમાં નથી હોતો, ને ત્યાંના લોકોને હરકત પડેછે, ને તે ગામના લોકો (મુખ્યત્વે ખેડુતો) તળાવ કે કુવો ખોદાવવા અરજી કરેછે; ત્યારે તે લોકો પાસેથી અરધું ખરચ સરકાર શા વાસ્તે માગેછે ? જે માગણી બીલકુલ ગે-રવાજબી ગણાવી જોઇએ, કેમકે જે અરધો ભાગ સરકાર આપે છે, તે એ માગનારાનોજ છે, ત્યારે બીજો અરધો ભાગ તેમની પાસે શા વાસ્તે માગે છે? જે ભાગ તેઓ જો આપી શકતા નથી તો આખરે તેજ હેરાન ગતીમાં કર આપતાં છતાં દીવસ ગુજારે છે !! ને જો કદાપિ આપે છે તો તે પણ મહા મહા મુશ્કેલી અને આપદા વેઠીને આપે છે !! વળી એ કરના પૈસા બરાબર વપરાયા કે નહીં, બરા-

બર કામ ચાલેછે કે નહીં, કલેકટર ખેડુતોને ઉપયોગી કામોમાં ખરચવામાં એ પૈસા વાપરેછે કે નહીં, તેને માટે રાખેલા માણસોએ વરસો વરસ કેટલું કામ કરયું તે કલેકટર બરાબર તપાસેછે કે નહીં વગેરે રીતે એ પૈસાના વાજબી ગેરવાજબી ઉપયોગની તપાસ સરકાર કોઇ વાર લેતી હોય એમ જણાતું નથી. મોટા ઇંજનેરોના પગાર એ ખાતા ઉપર ચઢેછે પણ તેમના તરફથી બરાબર ઉપયોગી કામો થએલાં ઘણીવાર આપણે જોતા નથી. જે કામ આપણે બે મહિનામાં કરાવીએ તે કામ કરાવતાં ઇંજનેરોને બે વરસ લાગેછે, વળી સાધારણ મકાનો આપણા ઘર કામ જેવાં પણ મજબુત હોતાં નથી. કંટ્રાકટરો વચમાંથી પૈસા ખાઇ જાયછે. અલબત ઉપરથી ભભકાબંધ હોય, પણ અંદરથી મજબુત હોતું નથી. માટે તે કામોમાં કલેકટર બરાબર તપાસ રાખે તેવો બંદોબસ્ત થવો જરૂરનોછે. ખેડુતોનો કલેકટર રાજા—તે જે કહે તે તેમને પરમેશ્વરે કહ્યું. આજ સુધી લોકલફંડના કેટલા પૈસા આવ્યા ને તેમાંથી કેટલાં કામ થયાં? ખેડુતોને ઉપયોગી નેહેરો ગુજરાતમાં કેટલી ખોદાઇ? ખેડુતોને ઉપયોગી તળાવ, રસ્તા ને કુવા કેટલા થયા? ને તેમાં ખરેખરૂં કેટલું ખરચ થયું? ને કેટલા રૂપીઆ તેમાંથી ખવાઇ ગયા? આ બધી બાબતોની તપાસ સરકારે કરવી જોઇએ. જે ઠેકાણે નેહેરો, કાંસ, કુવા, તળાવ, વગેરેની ખેતીમાં જરૂર હોય, ને વિશેષે કરીને ખેતીને ઉપયોગી પુલોની કે રસ્તાની જરૂર હોય તેની તપાસ

કરાવી, સરકારે કરાવવાં જોઇએ. પગારદારો નકામો મોટો પગાર બેઠાં બેઠાં ખાય, ને બાપડા ગરીબોના મહા મેહેનતના પૈસા નિરૂપયોગી કામોમાં ખરચાય, એવી નાદાન દાનતથી સરકારે આ કર નાંખ્યોજ નહોય? ને નાંખે પણ નહીં. માટે એ કામોની ખાતરી લાયક તપાસ થવી જોઇએ. ને એતીને ઉપયોગી કામો કરાવવાને જે રહી ગયાં હોય તે કરાવવાં જોઇએ.

સરકારે બીજી કઇ કઇ બાબતોમાં મદદ કરવી જોઇએ, તથા ખેડુતોની હાલત સુધારવાને સરકારે કઇ કઇ બાબત ઉપર છુટ મુકવી તથા મદદ કરવી જોઇએ તે વિશે મારા કરતાં કરનલ એ. બી. રાથબોનના બોલોમાં બોલવું એ વધારે સારૂં છે. એ સાહેબે નવ બાબતોમાં સુધારો કરવાનું સરકારને બતાવેલું છે; જે આ ઠેકાણે ઉતારી લેવું બહુ જરૂરનું છે એવું ધારી તેમાંથી જરૂર જોગ આ નીચે ઉતારી લઉછું *

" ૧ લું ત્રીશ વરસને પટે ઉપજનો ત્રીજો કે ચોથો ભાગ લેવા ઠરાવીને ખેડુતોને જમીન અપાયછે, તેને બદલે સરકારે જુની હિંદુ રીત પ્રમાણે છઠો ભાગ લેવા જોઇએ. જ્યારે રોકડ નાણું લેવામાં આવેછે ત્યારે છઠો ભાગ કાંઇ ઓછો નથી. એ ઠરાવ કરવામાં તેઓ અનાજ શા ભાવે વેચેછે તે જોવાની કાંઇ જરૂર નથી. તેમજ જ્યારે તેઓને

---

* ઇસ્ટ ઇન્ડિઆ આસોસીએશનનું જનરલ પુસ્તક ૭ મું આંક ૧ લો.

સરકાર તરફથી કાંઈ પણ મદદ નથી, ને દેશી રીતે ખેતી કરતાં તેમને કેટલું ખરચ થાયછે તે સરકારને માલમ છે, ત્યારે, ને તેઓ ખેતીનું કામ બીલકુલ પોતાનાજ ઉપર (સરકાર તરફની કાંઈ પણ મદદ વિના) આધાર રાખી કરેછે, ત્યારે તેઓ અનાજ શા ભાવે વેચેછે, તે જોવાની સરકારને કાંઈ જરૂર નથી."

"૨ જું. દર ઠરાવવો તે જમીનના એકર પ્રમાણે નહીં પણ સાંતી પ્રમાણે ઠરાવવો. કે જેથી એ ખેડુત ત્રીશ વરસ સુધી દર ઠર્યા પછી સાંતીમાં જમીન વધારે તોપણ તેની પાસેથી વધારે કર લેવાય નહીં. આ રીતે કરવાથી ખેડુતોને વધારે જમીન ખેડવાની હોંશ થશે. પણ જો હાલની રીત રાખી તો ખેડુતોને જમીન વધારે ખેડવાની હોંશ થશે નહીં. કેમકે વધારે જમીન ખેડવાથી તેમને વધારે ભાડું સરકારને આપવું પડે."

"૩ જું શેરડી અને બીજા કીમતી પાકની જમીન અને અનાજની જમીન વચ્ચે તફાવત રાખી પેહેલીનો દર વધારે ઠરાવ્યો છે, તે રીત બીલકુલ કહાડી નાંખવી જોઇએ. કીમતી પાકની જમીનનો દર પણ સારાં અનાજ થાય એવી જમીનના દર પ્રમાણે ઠરાવવો જોઇએ. કે જેથી ખેડુત પોતાની જમીન સુધારી કીમતી પાક થાય એવી કરે ને વાવે. કીમતી પાકને માટે વધારે પૈસા જોઇએ છીએ, અને તેનો પાક બીજા પાક કરતાં વધારે અનિશ્ચિત છે માટે સરકારને એટલી છુટ મુકવાની જરૂર છે. વળી એમ કરવાથી લોકો પુંજી

(મુડી) એવા કીમતી પાક પકવવામાં (દાટી મુકવાને બદલે) વાપરશે ને તેથી દેશની ઉપયોગી દોલતમાં વધારો થશે."

"૪ થું. એજ પ્રમાણે પાણી વિનાની અને પાણી મળે એવી જમીનની વચેનો તફાવત કહાડી નાંખવો જોઇએ. માત્ર મુસલમાની સરેહ પ્રમાણે સરકારે, જમીનને પાણી સરકારી ખરચથી પુરૂં પાડ્યું હોય, તો તફાવત રાખવો જોઇએ. પોતાની મેળે કુવા ખોદીને કે ખોદાવીને, કે પાણી ઢીંકવા કે નીકો કરીને, તળાવ, નદી કે વેહેળામાંથી પાણી લઈ ખેતી કરે તો તેનો ગમે તેટલો પાક થાય પણ એ જમીનનો તફાવત હોવો જોઇએ નહીં. આ લાભ તેને પરમેશ્વરની મેહેરબાનીથી કે તેની અગર તેના વડીલોની મેહેનતથી અને અક્કલથી મળેછે, માટે તેનો લાભ સરકારે તેને ખુશીથી લેવા દેવો જોઇએ. આવી જમીનને માટે જે રીત ચાલેછે, તે એ કે જે ખેડુતો એ રીતે પોતાની પેદાશ વધારે થવાનો પ્રયત્ન કરે; અને કીમતી પાક થવાને તથા જેમાં પાણી પાવાની જરૂર પડેછે, તેમાં પાણી મળવાને જેઓ મેહેનત કરે, તેમને જુદીજ રીતે સરકારથી અટકાવ થાયછે. પણ એ ઠેકાણે તો સરકાર ને લોકો બંનેનો લાભ છે. માટે સરકારે તે વખતે તો દરેક ખેડુતને, આવાં કામમાં જમીન સુધારવાને, અને આવાં કામથી પાક અને પેદાશ બંને વધારે થવાને ખેડુતોની મરજી હોયતો સરકારે ઉલટો આશરો આપવો જોઇએ."

"૫ મું. સરકારના તાબામાં જમીનનો જે માલેક હોય, તે

જમીનમાં જે ખનીજ પદાર્થો કે ભોંયની અંદરથી જે કાંઇ નીકળે, તેનો દશમો ભાગ સરકારને આપ્યાથી બાકીના માલનો ધણી તે એકુતને સરકારે થવા દેવો જોઇએ. એજ શરતથી એ જમીનમાંથી જે રોકડ નાણું (જે હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે જથા બંધ) દટાએલુંછે, તે નીકળે; તેનો માલેક તે એકુતને થવા દેવા જોઇએ. કેમકે એ રીતે જે નાણું જડશે, તે અજવાળામાં આવ્યાથી તેટલા નાણાનો દેશની દોલતમાં વધારો થશે."

"૬ ઠું. સરકારની હકુમત નીચેના માણસોને તળાવ ને નદીમાંથી માછલાં લેવા દેવાં જોઇએ. તથા તેમને હાથ લાગે તો તેમને શીકાર કરવા દેવા. તેમાં સરકારના નોકરોએ વચમાં પડવું નહીં. હું જ્યારે હિંદુસ્તાનમાં હતો ત્યારે અને હાલ પણ કલેકટરો ઇજારદારોને વરસો વરસ આ બાબતનો ઇજારો આપતા અને આપેછે. અને તેમાંથી એક જાતની મોટી ઉપજ કરતા (ને કરેછે.) પણ તેથી સરકારને બહું થોડો ફાયદો છે. પણ જો લોકોને બીન હરકત કરવે તેનો ઉપાય કરવા દેવામાં આવે તો તેથી તેમને ઘણોજ નફો થાય. તથા ઇજારે આપવાથી થતાગેરફાયદાને બદલે તેમના માલકી પણાને મજબુતી મળે."

"૭ મું. દરનો જ્યારે વખતે વખત ફેરફાર કરવામાં આવે છે, ત્યારે માલીકે જે જાથુ સુધારો કર્યા હોય તેના ઉપર પુરતું ધ્યાન આપવું જોઇએ. તથા તેની કીમત કોઇ નિષ્પક્ષપાત

પુરૂષ પાસે કરાવવી. એ માણસે પોતાની અને સરકારી નોકરની વચ્ચે ત્રાહિત રીતે વર્તવું જોઇએ. આવી તરેહના સુધારાથી વધારે થતા પાક ઉપર કાંઈ પણ વધારે કર લેવો નહીં જોઇએ. એવોજ રીવાજ રસ્તા, ખેતીવાડી ને પાણી પુરૂં પાડવાનાં બાંધકામો, અથવા એવી જાતનાં બીજાં કામો, કોઈ ગામ કે પ્રગણાના માલીકે અથવા પ્રગણાના માલીકોએ એકઠા થઇને માંહો માંહે કર નાંખી, ઉઘરાણું કરી કરેલાં હોય તેને પણ લાગું પાડવો. એવી બાબતોમાં પણ દરની રજુઆત વખતે લોકોના કરેલા સુધારાથી જાદે થતી ઉપજ ઉપર આધાર રાખી કાંઈ પણ જાસ્તી કર નાંખવો જોઇએ નહીં."

"૮ મું. જે લોકો પડતર જમીન ઉપર ફરીથી દાવો રાખેછે, તેમને કાયમજાહક્ક આપવો કબુલ કરે તો રાખવા દેવો. તે એવી શરતે કે ત્રીશ વરસના બંદોબસ્તમાં પેહેલાં દશ વરસ કાંઈ પણ દર લેવો નહિ, ને બીજે દશ વરસે જે દર લેવાતો હોય તેનો ત્રીજો હિસ્સો લેવો, ને ત્રીજા દસકામાં બે તૃતિઆંશ લેવું. ત્યારે પછેથી તે જમીનની પાસેની દાણા વાવવાની જમીન ઉપર જે દર લેવાતો હોય તે દર લેવો."

"૯ મું. સરકારને જમીનનો દર ભરનારો જે માણસ સરકારી દર સામટો આપવાને કબુલ થાય, તો તેની પાસેથી કલેકટરને અરજ કરવાથી સરકારી દર પ્રમાણે જે ભાડું લેવામાં આવતું હશે તે નહિ લેવા, તથા તેનું ખેતર માફીના પટા પ્રમાણે પાળવાને બંદોબસ્ત થવો જોઇએ. એવું કરનાર માણસે

ઈંગ્લાંડમાં જમીનનો હક લેતાં જે દર સામટો આપવો પડેછે તે પ્રમાણે સામટો દર તેણે હિંદુસ્તાનની તીજોરીમાં ભરવો જોઇએ. એટલે વીશ રૂપીઆ જે જમીનનો દર આપવો પડેછે તે જમીન માફીમાં પાળવાને માટે એટલા પૈસા આપવા જોઇએ કે જે પૈસાની લોનો લીધાથી તે દિવસના વ્યાજ પ્રમાણે તેનું વીશ રૂપીઆ વ્યાજ દર વરસે ઉપજે."

"આ રીતે ઉપજેલા પૈસા લોનો ખરીદીને તે રદ કરી હિંદુસ્તાન ખાતાનું કરજ વાળવામાં ,વાપરવા જોઇએ. તેમ કરવાથી આપણો ખજાનો તર થશે. તે જે ઉપજ આપણને મળેછે, તે ઉઘરાવવાનું ખરચ હિંદુસ્તાનના ખજાનાને નહિ થતાં, તેટલીજ ઉપજ આ રીતથી ઉત્પન્ન થશે. હિંદુસ્તાનમાં જમીનના સુધારા ઉપર ખરચ થવાની ઘણીજ અગત્યછે, તે ખરચ આ રીતથી લોકો કરશે. અને ધીરે ધીરે સરકારનું નામનું જમીન ઉપર જે ઉપરીપણુંછે તે, નકરી જમીન કરવાથી દૂર થશે, ને ત્યારે વેચાણની છુટ, ખરીદીની છુટ, ને ખપતની છુટ સ્થાપન થશે. મારો તો અભિપ્રાય હમેશાં એવોજ છે કે જેમ છુટથી બીજી વસ્તુઓનો વેપાર ચાલેછે તેમ જમીનનો પણ વેપાર ચાલવાથી દેશની આબાદી થાયછે"

"આ રીતે કરવાથી હિંદુસ્તાનને જેવી સ્થીતિમાં લાવવાને આપણે ચાહીએ તેવી સ્થીતિમાં આવશે—સુખી, શાંત, આબાદ અને જે રાજના તાબામાં છે તે રાજને પૈસાએ

અને બળે આધાર આપનાર થશે. જેમ આપણે હિંદુસ્તાનને વધારે ઉદારતા બતાવતા જઈશું, તેમ તેમાંથી ઉમદા ફળ આપણે પામતા જઈશું. તે માત્ર પૈસાએ અને વ્યવહારેજ નહિ પણ, વળી રાજ પ્રકરણી બાબતમાં પણ: કેમકે આવી સુધરેલી સ્થિતિના વખતમાં ગમે તેવા લોભી પાદશાહ સ્વપ્નામાં પણ હિંદુસ્તાન ઉપર હુમલો કરવાનું નહિ ધારે; કારણકે તે જાણશેજ કે તેને આપણી એકલાનીજ સાથે નહિ પણ હિંદુસ્તાનના સઘળા તાલુકદારો અને લોકો સાથે લઢવું પડશે; કેમકે લોકો અને તાલુકદારો આપણી નહિ પણ પોતાની જાગીરનો બચાવ કરવાની ખાતર, આપણા કરેલા ઉપકારનો બદલો વાળવાની ખાતર, અને પોતાના હક જાળવવાની ખાતર આપણી સાથે મજબુત સંબંધથી જોડાઈ જશે."

હિંદુસ્તાનના પબ્લીક વર્ક્સ વિશેના ભાષણ ઉપર ટીકા કરતાં મીમેકલીન† કહેછે કે "જમીનનું મેહેસુલ બીજી બધી ઉપજો કરતાં જુદુંજ લેવાયછે. એ મેહેસુલ સરકાર લેછે; માટે ખેતીને લગતા બધી જાતના સુધારા અને ફેરફાર કરવાને ખરચવાનો એ ઉપજમાંથી દર વરસે અમુક ભાગ, જેમ કોઈ પણ દેશમાં એક જમીનદાર પોતાની જમીન સુધારવાને તેની ઉપજનો થોડો ભાગ જુદો કહાડેછે, તેમ જુદો કહાડવાને આપણી સરકાર બંધાએલીછે. દર વરસે

†ઈસ્ટઈન્ડિઆ આસોશીએશનનું પુસ્તક ૪થું.

જમીનની ઉપજના નાણામાંથી તેને ઉપયોગી કામો કરવામાં ક્યા ક્યા ઉપાયો કરવા તે નકી કરવું, એ સરકારનો ધર્મજછે. તેના ખરચનો આંકડો નકી કરી તેટલું નાણું જુદું કહાડી ખરચવું જોઇએ."

આ બધી બાબતો ઉપર ધ્યાન આપી સરકાર ચાલતી જમીનના મેહેસુલની રીતમાં સુધારો કરે, તથા ગમે તો લોકલફંડ રદ કરીને અગર રાખીને પણ એ ઉપજમાંથી અમુક ભાગ ખેતીને ઉત્તેજન આપવામાં દર વરસે ખરચે તો ખેડુતોની હાલત જલદીથી સુધરે, તથા તેઓ આબાદ અને સુખી થાય.

ગુજરાતની ખેતીમાં જે જે પાક થાયછે તેમાં રૂ અને તમાકુ એ મૂખ્ય છે. ગુજરાતની આબાદીનો આધાર રૂ ઉપર રાખવાનો છે. સન ૧૮૬૨ થી સન ૧૮૬૫ સુધીમાં અમેરિકાના રૂની આવક ઈંગ્લાંડમાં ઓછી થયાથી હિંદુસ્તાનના રૂનો ભાવ વધ્યો, ત્યારે રૂએ આપણને કેવા ન્યાલ કરી નાંખ્યા હતા, ને તે વખતમાં રૂએ આપણને એક ગરીબ સ્થિતિમાંથી કેવા તવંગર સ્થિતિમાં આણી મુક્યા હતા. તે આપણે સારી પેઠે જાણીએછીએ. હજુ પણ આપણે જથાબંધ રૂ ઈંગ્લાંડને પુરૂં પાડી શકીએ, આપણા રૂનો પાક અમેરિકાની પેઠે સુધારીને ઉત્તમ પ્રકારનો કરી શકીએ—જે થઇ શકે એવુંછે તો વળી આપણે સન ૧૮૬૪ ની સાલ ફરીને હમેશ સુધી દેખીએ. માટે તે પ્રમાણે કરવા સારૂ જેટલું

અનાજ વગેરે જરૂરનું હોય તેટલું થતાં બાકીની જમીનમાં રૂ પકાવે—સારૂં ઉત્તમ પ્રકારનું રૂ પકાવે, તો ગુજરાતનાં નસીબ-ગુજરાતના ખેડુતોનાં નસીબ જલદીથી ઉઘડે. ગુજરાતની ઘણી જમીન રૂના પાકને લાયકનીછે. ગુજરાતમાં અમેરિકાના જેવો કે તેથી પણ રૂનો સારો પાક થાય એવી જમીનછે. આપણે જો રૂનો સારો પાક પકાવી શકીએ તો અલબત આપણો માલ ઈંગ્લાંડ પેહેલો ખરીદશે. ત્યારે આપણને તેની કીમત સારી ઉપજશે ને સારો ફાયદો થશે. માટે આપણે ઘણો ને સારો રૂનો પાક કરી શકીએ, તેવા ઉપાય કરવા જોઇએ. તે ઉપાયો ક્યા?

આપણી જમીનને પુરતું પાણી મળે, માટે જરૂરને ઠેકાણે નેહેરો ખોદાવવી જોઇએ. માલ લાવવા લેઈ જવા માટે સસ્તું ખરચ થાય માટે રેલવે, રસ્તા વગેરે થવું જોઇએ. રૂની ગાંસડી બાંધવાના સંચા વિલાયતી દાખલ થવા જોઇએ. દેશી રીતની બાંધેલી ગાંસડી ઢીલી હોવાથી તેમાં ધુળ, કસ્તર, વગેરે ભરાઇને માલ બગડી જાયછે તે, વિલાયતી સંચા વડે બાંધેલી ગાંસડીમાં બગડશે નહિ, જલદી ને ઘણો ભીંજાશે નહીં, ને જગા થોડી રોકશે-આવા સંચા બંદરનાં અને બીજાં કેટલાંક ગામોમાંછે, તોપણ હજુ કાઠીઆવાડમાં અને બીજા ઘણા ભાગોમાં નથી. એવાં ઠેકાણાંમાંથી બંદરમાં રૂ લાવતાં રસ્તામાં ધુળને કચરો કસ્તર ભરાઇ બંદરમાં ગાંસડી બંધાતાં અને દબાતાં પેહેલાં માલ બગડી જાયછે; માટે તેમ નહીં થાય તે સારૂ રૂનાં દરેક ઉપયોગી ઠેકાણામાં એવા ગાંસડી બાંધવાના

અને દાબવાના સંચા લાવવાની ઘણી અગત્યછે. જમીન ઉંડી ખેડાય એવાં ઓજારો લાવી ઉંડી જમીન ખેડવી જોઇએ. અમેરિકાની ખાતર વગેરે નાંખી જમીન ફળદ્રુપ કરવાની રીત તથા ત્યાંનાં બીજ લાવી આ દેશની ખેતીમાં દાખલ કરવાં જોઇએ. તે માટે અમેરિકાની ખેતીની રીતભાત જોવા, અનુભવી અંગ્રેજો કે દેશીઓ જેને રૂના પાક સાથે સંબંધ હોય એવાઓને સરકારે ખરચ આપી મોકલવા જોઇએ. અને તે રીત સરકારી ખરચે સરકારી જમીન ઉપર અજમાવી જોઈ, ફાયદો થાય તો દેશી ખેડુતોમાં દાખલો આપી પ્રવર્તાવવી જોઇએ. આ બધી બાબતોની તપાસ રાખનાર અનુભવી માણસોનું સરકારે-અંગ્રેજોને પગાર આપવાની ખાતર નહીં, પણ ખેતીમાં સુધારો અને સારો પાક થવાની ખાતર, ખેતીને લગતું એક ખાતું કહાડવું જોઇએ. તેમની તપાસ, તેમના અનુભવ અને તેમના રિપોર્ટ ઉપર સરકારે પુરતું ધ્યાન આપવું જોઇએ. હિંદુસ્તાનમાં એક વીંઘે રૂનો જેટલો પાક થાયછે, તેના કરતાં અમેરિકામાં ૬ થી ૮ ગણો વધારે થાયછે તેનું કારણ ત્યાંની જમીન કાંઇ આપણા કરતાં સારી નથી. આપણી જમીન અમેરિકા કરતાં કોઇ રીતે ઊતરતી નથી. પણ આપણી પકવવાની રીત કરતાં તેમની રીત ચઢતીછે. તે કઈ બાબતમાંછે, તેની તપાસ કરી, દેશી ખેડુતોને સરકારે શીખવવી જોઇએ. કેમકે દેશીઓની સાથે સરકારનો લાભ પણ જોડાએલોજ છે. આ રીતે થાય તો હું ખાતરીથી કહુંછું કે આપણું રૂ ઇંગ્લાંડના

બજારમાં ચઢતું નહીંતો અમેરિકાની બરાબરી તો કરશેજ એમાં કાંઈ શક નથી. પણ આપણે સોંઘી મજુરી અને સોંઘા ખરચથી અમેરિકા કરતાં સોંઘુ રૂ ઈંગ્લાંડને અને યુરોપને પુરૂં પાડીશું તો, આપણું રૂ વધારે ખપશે એમાં શક શો ? એમેરિકામાં ગુલામનો વેપાર બીલકુલ બંધ થયાથી તથા તેઓના સ્વભાવ પ્રમાણે છુટેલા ગુલામો ચાકરી કરવાને સ્વભાવિક રીતે નાખુશ હોવાથી, યુરોપિઅન લોકોની મજુરી, આપણા દેશમાં દેશી લોકોની મજુરી કરતાં મોંઘી પડેછે; અને તેથી તેઓ આપણા કરતાં સોંઘું રૂ ઉપજાવી શકે એવો સંભવ નથી. સવાલ માત્ર રૂની સારી જાતની પેદાશનો છે, તે જો મારા ઉપર બતાવેલા ઉપાયો ઉપર સરકાર ધ્યાન આપી તે ઉપાયો કરેતો આપણને અને સરકારને ઘણોજ ફાયદો થાય. રૂએ આપણને એકવાર આબાદ કર્યા હતા અને તેજ રૂ આપણને ફરીને આબાદ કરે. કેમકે આપણા દેશની બધી પેદાશોમાં રૂ જેવી આપણને આબાદ કરનારી બીજી એકે ચીજ નથી. માટે તે ચીજનો જથાબંધ અને ઉત્તમ પ્રકારનો પાક થાય એવા ઉપાયો આપણે અને સરકારે જેને તેમાં લાભ છે—કરવાજ જોઇએ. એવી આપણ બંનેની ફરજછે.

શેરડીનો પાક આપણું બીજું ધ્યાન ખેંચે છે. એ પાક આપણા પ્રાંતમાં પુષ્કળ ને ઘણે ઠેકાણે ઉત્તમ પ્રકારનો થાય છે. પણ એ છોડના રસમાંથી આપણે માત્ર ગોળજ બનાવીએ છીએ. તેની ખાંડ અને સાકર બંગાળાની પેઠે આ-

પણે બનાવતા નથી. આપણા ખેડુતોને કદાપિ માલમ પણ નહીં હશે કે શેરડીના રસની ખાંડ ને સાકર બનતી હશે ? તો તે બનાવવાની રીતતો ક્યાંથીજ આવડતી હોય? માટે બંગાળાની પેઠે આપણા ખેડુતોને શેરડીના રસની ખાંડ ને સાકર બનાવવાની રીત શીખવી તો પછી આપણને બંગાળાની ગરજ પડવાની નથી. પણ આપણે ખાંડ ને સાકર એટલો ઉત્પન્ન કરી શકીશું કે, જ્યાં ખાંડ સાકર બનતાં નથી ત્યાં આપણે ગોળની પેઠે ખાંડ ને સાકર પુ[illegible]ડીશું. ગુજરાતનું બજાર જે હાલ ખાંડ ને સાકર ખરીદનારૂં છે, તે ત્યારે વેચનારૂં થશે, અને તેથી પણ ગુજરાતના ખેડુત અને વેપારીઓને ઘણો લાભ થશે. શેરડીના રસની ખાંડ બનાવવાના સુધરેલી રીતના સંચા યુરોપખંડમાં થયાછે. તેમાં શેરડી પીલાઇને તેના રસની ખાંડ ને સાકર બનેછે. તેવા સંચા આપણા દેશમાં કોઇ પૈસાદાર ખેડુત કે શાહુકાર લાવે તો તેને અત્યંત લાભ થાય, ને માલ સસ્તો મળે.

ગળીનો પાક જે આ પ્રાંતમાં બોરસદ પ્રગણાવિના બીજા કોઈ ભાગમાં થતો નથી, ને જે પાકને લાયક ગુજરાતમાં બીજી ઘણી જમીન છે, તે પાકનો વધારો થાય તેવો તથા બીજા જે જે પાકોને લાયક ગુજરાતમાં જમીન છતાં તેવા પાક થતા નથી તેવા પાક થાય એવા ઉપાય થવા જરૂરના છે.

બીજા અનાજના પાકો જેવા કે ઘઉં, ડાંગર, બાજરી વગેરેના પાક સારા ને પુષ્કળ થાય, તે સારૂં ઉંડું ખેડાય એવાં

હળ અને બીજાં ઉત્તમ પ્રકારનાં ખેતીનાં ઓજારો વાપરવામાં આવવાં જોઈએ. તેમજ ઠેકાણે ઠેકાણે પાણી પુરૂં પાડવાને માટે નેહેરો અગર કાંસની જરૂર છે. નવાગામ અને નાયકામાં ડાંગરને માટે દેશી ખેડુતોએ ખારી નદીમાંથી જેવા કાંસ કહાડેલા છે તેવા કાંસ જે જે નદીમાંથી નીકળી શકે એવા હોય તે તે નદીમાંથી ઠેકાણે ઠેકાણે કહાડેલા હોય તો ઘણો ફાયદો થાય. તે ઠેકાણે વરસાદ ન આવે તોપણ બીજે ઠેકાણે આવે નાગેરસાદનું પાણી નદીમાં આવી પુર આવ્યું હોય તોપણ કાંસને લીધે અડચણ પડતી નથી. ને ત્યાં વરસાદ આવ્યાથી જેટલો પાક થાય તેટલોજ પાક થાયછે, આગગાડી ને રસ્તાની અગત્ય પણ ઓછી નથી. તેથી માલ જલદી, બગડ્યા વગર સલામત, ને સોંઘો એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલી શકાયછે.

પડતર જમીન ખેડાવવી. પંચમહાલની, રેવાકાંઠાની, અને બીજી હજારો વીઘાં જમીન પડતર પડેલી છે તે જમીન ખેડાવવી એ પણ સરકારનું એક મૂખ્ય કામ છે. ઘણા ખેડુતો ખેતીમાં ફાયદો નહીં થયાથી તથા ગુજરાન નહીં ચાલવાથી બીજા ધંધા કરવા લાગ્યા છે. તેમને પડતર જમીન ખેડાવ્યાથી કામ મળશે. તેવી જમીન ખેડુતોને ખેડવાને હોંસ થાય, ત્યાં જઈ ગામ વસાવે તેવા ઉપાય સરકારે કરવા જોઇએ. જમીન પહેલ વહેલી તો મફત ખેડવા આપવી, ઘર કે કુવા કરાવી આપવા, તેમાં ખરચવાના પૈસા વગર

બાજે ધીરવા વગેરે લાલચો આપી એ જમીન ખેડાબાથી એ ઉજડ ને પડતર જમીન જલદીથી વસ્તીવાળી ને ખેડાણવાળી થશે. ખેડાણ જમીન કરતાં એ પડતર જમીન ખેડનારાને વધારે લાલચ અને લાભ આપી તે સરતોની જાહેરખબર સરકારે છાપેલી છે, તોપણ હજુ તે ભાગોમાં એક પણ ખેડુત જઇને વસ્યો નથી, કેમકે જે લોભ અને લાલચ આપવાની સરકારે જાહેરખબર છાપી છે, તે તેમને ઓછી પડે છે. માટે તે સરતોમાં વધારો કરી તેથી લગાર વધારે નરમાશ ભરેલી સરતોની જાહેરખબર સરકારે છાપવી જોઇએ. અને હાલની આપેલી જાહેરખબર કરતાં ત્યાં જઇને વસનારા અને વસાવનારાને વધારે હકો આપવા જોઇએ કે જેથી એ પડતર ભાગોના કોળી, ભીલ ને નાયકડાં જેવા કંગાળ ને આળસુ ખેડુતોને બદલે ત્યાં કાણબી જેવા ઉદ્યોગી ખેડુતોની ત્યાં વસ્તી થાય. અને સરકારને એક મોટી ઉપજનું બારૂં ખુલ્લું થાય. ખેતીવાડી સુધારવાના ઉપાયનાં પુસ્તકો કરાવી તેની ઉદ્યોગશાળાજ સરકાર તરફથી થાય એ ઘણુંજ ઇચ્છવા લાયક છે. ખેડુતોની સ્થિતિ સુધારવાના સરકારે શા શા ઉપાયો લીધા છે અને લેવા જોઇએ તે બાબત તા૦ ૧૫ મી ફેબ્રુઆરી સન ૧૮૭૩ નું લોકમિત્ર શું કહે છે તે જાણવાને તે ભાઇનો આખો વિષય આ નિચે આપવો જરૂરનો છે. તે કહે છે કે "ખેતી અને ખેતી કરનારા, એમની ઉપર પ્રજાનો અને સરકારનો ઘણો મોટો આધાર છે,

એથી કરીને પ્રજાને ખાવાનું અને પેહેરવાનું મળે છે, અને સરકારને આવક થાયછે. સરકારી આવકનો મોટો હીસ્સો જમીનની મેહેસુલ છે, એવા જે લોકો તેમની હાલત સુધારવાના, અને તેમની આબાદાની વધારવાના ઉપાયો લેવા, એ ગોયા આખા દેશની અને દેશની સરકારની હાલત સુધારવાને અને આબાદાની વધારવાને લીધેલા ઉપાયોની બરાબર છે. એતી સુધારવાને માટે, અને તેમાંથી થતી પ્રજાની અને સરકારની આવક વધારવાને માટે, એતી કરનારાઓની હાલત સુધારવાની જરૂર હોવાથી, અને તેવી જરૂર આપણને ઘણીવાર દેખાવાથી, ઘણીવાર તે બાબતો ઉપર લખાણ કરવાં પડે છે. આ લખાણમાં કેટલીક વાર તારીફના બોલો વાપરવા પડેછે, અને કેટલીક વાર ફરિયાદના બોલો કહાડવા પડે છે. આ વખતે અમોને તારીફના બોલોમાં આ બાબત લખવી પડેછે. ને તેમ અમે ખુશીથી કરીએ છીએ. પંજાબના એડુતો અને જમીનદારોની હાલત સુધારવાને માટે પંજાબની સરકારે જે ઉપાયો લીધાછે, તે ઘણા તારીફ લાયક અને પસંદ કરવા જોગ માલમ પડેછે. એ ઉપાયોની વિગત પંજાબના રાજકારોબારના ગયા વરસના રિપોર્ટમાં જોવામાં આવેછે."

"આ સારી રીતે જાણીતી વાતછે કે, એડુતોની આબાદાનીના મૂળમાં તેમને નાણાં ધીરનારા શાહુકારો ઉધાઇના સરખાછે. જોકે કેટલીકવાર તેઓ એડુતોને ઘણા કામના

થઈ પડેછે, પણ ઘણીવાર પ્રથમ તેમાંથી ફાયદો દેખાવા પછી, આખેરબત ખેડુતની પાયમાલી નીકળી આવેછે. શાહુકારો પોતે ધીરેલાં નાણાંને એકનાં બમણાં ને ચોગણાં કરી મેલે છે. અને વ્યાજના આકારમાં દર વરસની ખેડુતોની મેહેનતનાં ફળનો ગર ખાઈ ખાઈને આખેરબત તેમને રોટલામાંથી પણ કહાડી નાંખેછે, અને વખતે તેમની જમીનના માલેક તેઓ થઈ બેસેછે. આ બાબતનો જો કોઈ સારો અને ખેડુતોપર એવી પાયમાલી નહિ આવી પડે તેવો ઉપાય થાય, તો તેમાંથી ઘણો મોટો ફાયદો થાય. એ વાતનો ઉપાય જોતાં એટલોજ મળેછે કે ખેડુતો તથા જમીનદારોને ચોખી દાનતદારીથી કામ લે અને જોઇએ તેના કરતાં એક પાઈ પણ તેમની પાસેથી વધારે નહિ લે, એવા શાહુકારો મળવા જોઇએ; કેમકે ખેડુતોની હાલત જોતાં તેમને નાણાં ધીરનારાઓની તો જરૂરછેજ, જે જરૂર એ શિવાય કોઈ બીજી રીતે મટાડી શકાતી નથી."

"એવા તેમનો શાહુકાર આપણી સરકાર થઈ છે. જે પેહેલી નજરે જોતાંજ આપણને સંતોષ ઉપજેછે. તકાવીનો કાયદો, કે જે કાયદા પ્રમાણે ખેડુતોને સરકાર નાણાં ધીરેછે; તેની મદદ પંજાબના ખેડુતોને સરકાર તરફથી હાલ આપવામાં આવીછે. અલબત અહિં કેહેવાની જરૂર નથી કે સરકાર લાભી અને નિર્દય શાહુકારોની પેઠે બેવડાં ચોવડાં નાણાં વસુલ કરવાની મતલબથી, અથવા કોઈબી રીતે તેમાંથી

આવક કરવાની મતલબથી આ પ્રમાણે કરતી નથી. સરકારની એમાં નેમ એટલીજછે કે ખેડુતોને સગવડને વખતે નાણાં ધીરીને મદદ આપવી. અને તેમ કરતાં તેમને જુલમી શાહુકારોના પંજામાં ફસતા બચાવવા. આ તકાવીની મદદ મુંબાઈ ઈલાકામાં આપવાનું આજ કેટલુંક થયું ચાલેછે. એવી મદદ પંજાબના ખેડુતોને આપવાનું પંજાબની સરકારે શરૂ કર્યુંછે. અને તેમાંથી ખેડુતોને સારો ફાયદો થતો જણાવવામાં આવેછે. એ મદદને માટે હાલમાં જે બોલવાનું છે, તે એટલુંજ છેકે તે જોઇએ એટલા ખેડુતોને મળતી નથી. તેનું કારણ એછેકે દરેક ગામમાં અથવા પ્રગણામાં એવી મદદ આપવા માટે જેટલાં નાણાં વાપરવાને સરકાર પરવાનગી આપેછે, તેટલાંજ નાણાં તે પ્રગણાનો કલેક્ટર વાપરી શકેછે. અને તેટલામાંથી જેટલાઓને અથવા જેટલી મદદ અપાઈ શકે, તેટલાઓનેજ અને તેટલીજ તે આપેછે. આ ખરૂં છે કે શરૂઆતમાં નાણાં જોઇ તપાસીને ધીરવાં જોઇએછે, પણ તે છતાં આ ઈલાકાની સરકાર હવે જરા વધારે નાણાં બહાર કહાડે તો સારૂં. પંજાબની સરકારે તેમ કરવાનો ઠરાવ કરેલો જોવામાં આવેછે, અને ત્યાંના ખેડુતોના લાભમાં ઘણો સારોછે."

"એ ઉપરાંત ખેડુતોના ભલાને માટે, તેઓમાં કોઈ રીતે નાસીપાસી કે નારાજીપણું ઉત્પન નહિ થાય તેને માટે, કેટલીક ગોઠવણો પંજાબના લેફટેનંટ ગવરનરે કરીછે. તેણે પોતાના હાથ

તળેના અમલદારો અને કામદારોને હુકમ કીધોછે કે તેઓએ પોતાના હોદ્દા બજાવતાં બનતા સુધી લોકોના જે અસલના હકોછે, અને અસલની રીતો ચાલતી આવીછે, તેની વચે આવવું નહિ. કોઈ એવી અને શક ભરેલી બાબતનો ચુકાદો કરવો પડે, તો તેને માટેની લોકોની વલણ જોવી, અને તે વલણ પ્રમાણે ચુકાદો કરવો. ખેડુતો જે ફરીઆદ લાવે તે સઘળી સાંભળવી અને તેનો ચુકાદો આપવો. જો એવી ફરીઆદ હોય કે જેમાં કાંઈ દમ નહિ હોય, અથવા તેમાં વાજબીપણું ઝાઝું નહિ તો તેને તુચ્છકારી કહાડવાને બદલે તે સારી પેઠે સાંભળવી અને પછી તેના ઉપર પોતાનો અભિપ્રાય આપવો. પડતલ જમીન પટે આપવાનો જે ઠરાવ થયોછે, તે પ્રમાણે અમલ કરતાં કોઈ નારાજી નહિ થાય એવી રીતે કામ લેવું. અહિંઆં જોવામાં આવશે કે પંજાબના લફટેનંટ ગવરનરે કરેલા હુકમો ઘણા ફાયદા ભરેલાછે. અને તે સઘળા જો હાથ તળેના અમલદારો અને કામદારો બરાબર બજાવશે તો પંજાબના ખેડુતોના હકમાં ઘણો મોટો ફાયદો થશે. અને તેની સાથે સરકારના હકમાં પણ તેવોજ ફાયદો થશે. અમે ઇચ્છીએ છીએ કે એવીજ ગોઠવણ મુંબઇ ઇલાકાને માટે પણ થાય."

ઉપર લખેલા લોક મિત્રના બોલે બોલને મળતા આવી અમે પણ ઇચ્છીએછીએ કે પંજાબના ખેડુતોના હક ને ફાયદાને માટે ત્યાંના લફટેનંટ ગવરનરે જે ઠરાવો કર્યા છે તેવા ઠરાવ

આપણા જીલ્લાના ને આપણા પ્રાંતના ખેડુતોના ફાયદાને માટે થાય.

હુન્નરો શીખવવાની સ્કુલ કહાડવી—આવી સ્કુલ આખા ગુજરાતમાં એક પણ આપણી સરકારે કહાડી નથી, પણ તેની અગત્યછે. જ્યાં ભાત ભાતના સંચા બતાવાય, તે ચલાવવાની રીત શીખવાય, અને તે અનુભવમાં લવાય એવી સ્કુલની આ પ્રાંતમાં જરૂરછે. આપણા અજ્ઞાન ખેડુતો, ને અજ્ઞાન કારીગરો જેઓ પોતાના બાપ દાદાના ચાલને ચીલેજ ચાલેછે, તેઓને આ સ્કુલથી અતીશે લાભ થશે. આપણા ખેડુતોને કેળવણી આપવા માટે તેમના ઉપર સરકારે લોકલફંડનો વેરો નાંખ્યો, પણ તે વેરામાંથી એ લોકોને ઉપયોગી વિલાયતી સંચા અને હુન્નરો, તથા વિલાયતી સંચાવડે ખેતી કરવાની રીત શીખવનારી આખા ગુજરાતમાં એક પણ સ્કુલ સરકારે કહાડી નથી. લોકલફંડની આટલી બોહોળી ઉપજમાંથી તેમને ઉપયોગી એવી એક હુન્નરશાળા થાય તો એ બાપડાઓને બહુ ફાયદો થાય, અંગ્રેજી ભણેલા ખેડુતના છોકરા એ શાળામાં શીખવાને મળનાર નથી. માટે ગુજરાતીમાં એ શાળાનું કામ એક હોંશીઆર અને અનુભવી અંગ્રેજ કે દેશી શીક્ષકના હાથ નીચે ચાલવું જોઇએ. ને તેમાં ફી લીધા વિના મફત શીખવવું જોઇએ. દેશી ખેડુતો જેઓ વિલાયતી ઓજારોથી ને તે ચલાવવાની રીતથી બીલકુલ અજાણ્યાછે, તેઓ આ સ્કુલમાં એ સંચાઓની વિદ્યાથી જાણીતા થશે,

ને શીખશે. અને જો તગાવી આપવાની રીત ચાલુ કરીતો, તે શીખેલી વિદ્યાનો અનુભવ તેઓ કરશે. તથા તેનો લાભ પોતે લેઇ આપણી સરકારને તેનું ફળ આપશે. જેઓને તગાવી લેવાની જરૂર નથી, એટલે જેઓ પૈસાદારછે; તેઓ તો જરૂર એ શાળામાં શીખેલી વિદ્યાની અજમાયસ પોતાની જમીન ઉપરજ કરી જોઈલાભ મેળવશે. વિલાયતી ઓજારોથી આ દેશમાં ખેતી કરવાની રીત ચાલુ કરવાનો અને તેનો લાભ મેળવવાનો, દેશની જમીન અને પાક સુધારવાનો, તથા દેશને આબાદ અને સુખી કરવાનો આ, પણ એક સર્વોત્કૃષ્ટ ઉપાયછે. જે અમલમાં લાવ્યાથી ખેડુતોને અને સરકારને બંનેને લાભછે.

---

# પ્રકરણ ૨ જું.

## ચાલતા હુન્નરોમાં સુધારો કરવાના ઉપાય.

ગુજરાતમાં ચાલતા હાલના હુન્નરો કેવી સ્થીતિમાં છે તે મેં પાછળ બતાવ્યું છે. તેમાંના કેટલાક હુન્નરો એવા છે કે તે કેટલીક બાબતમાં ઈંગ્લાંડ કરતાં ચડે છે. ને કેટલાક હુન્નરોની બનાવટ ઈંગ્લાંડમાં નથી અને આપણા દેશમાં છે, પણ ઘણા સંચાઓમાં હાથની મહેનતને બદલે વરાળનો ઉપયોગ કરવાની ઘણી અગત્ય છે. તેવા સંચાઓ ક્યા ક્યા છે તે બતાવતા અગાઉ આપણા હાથના સારા હુન્નરોનાં વ-

આણ આ ઠેકાણે લગાર હું કરૂં તો તે નિરૂપયોગી નહિ ગણાય. કેમકે બધું અંગ્રેજીજ વખાણું ને દેશી નિંદુ તે કરતાં દેશી વખાણવા જેવું વખાણું તો તે વાજબી છે.

અંગ્રેજી ઈંજનેરી કામ ( શિલ્પ વિદ્યાનું કામ ) મેં પાછળ નિંદ્યું છે ને વળી નિંદવા બેસું છું. આપણી ખરી હાથની કરામત એમાંજ છે. અંગ્રેજોનો વરાળીઓ રાક્ષસ એવી કારીગરીમાં હાલમાં નિરૂપયોગી છે. એટલુંજ નહિ પણ આપણું હાથનું કામ એમના કરતાં ચઢે છે એમાં શક નથી. આપણી જુના વખતની ઇમારતો ને પુલો એમની સુધરેલી ઈંજનેરી કરતાં વધારે મજબુત હોય છે. કદાપિ શોભામાં, ઉપરના ભભકામાં તેમના કરતાં ઉતરતા ગણે. પણ કોરણી ને મજબુતી આપણીજ છે. આપણી જુની કારીગરી હાલની સુધરેલી કારીગરીની હાંસી કરેછે. એ બંનેની લઢાઇમાં જુની નવીને નીચે નમાવે છે. જુની કારીગરીનાં સિદ્ધપુરમાં, આરાસુર ને આબુ ઉપર, કુભારીઆનાં, શેત્રુંજાનાં દેવળો જુઓ. જુઓ રૂદ્રમાળનું દેવળ ને સહસ્ત્રલિંગ તળાવ, જુઓ સરખેજ ને શાહઆલમના રોજા, જુઓ અડાળજ ને દાદાહરીની વાવો. કેટલાં વરસથી, કેટલાં વરસપરની કેવી કારીગરીનો નમુનો છે? જુઓ સરખેજ ને શાહઆલમના રોજામાંથી સૈકડો વરસ થયાં પણ એક પથર સરખો ખર્યો છે? અડાળજની ને દાદાહરીની મજબુત અને શોભાયમાન વિશાળ વાવ્યોના જેવી એકે વાવ તમે નવી બંધાએલીમાંની જુઓ છો? સેહેડી ઉ-

પર ડાકોરના રસ્તામાં બાંધેલો ઇંટોનો પુલ જુઓ કેવા મજબુત છે? સેંકડો વરસ થયાં પણ એક ઇંટ સરખીએ ખરી છે? કાઠીઆવાડમાં પ્રભાસપાટણ પાસે દરીઆને મળનારી સરસ્વતિ નામની નદીના મૂળ આગળ "ભીમનું દેવળ" જે ભીમનાજ નામને પાત્ર છે તે જુઓ. તેમાંના પ્રભાસપાટણમાંના, સોમનાથના જુના દેવળમાંના, કુભારીઆના દેવળોના, સહસ્રલીંગ સરોવરના ને રૂદ્રમાળના રાક્ષી, મોટા ને લાંબા પોહોળા પથરો હાલની કયી યાંત્રિક શક્તિયો વડે ઉંચા ચઢાવ્યા હશે એ માલમ પડતું નથી. તે વખતમાં આજના જેટલી યાંત્રિક શક્તિયોની શોધ અને વિચાર નહિ થયો છતાં ચઢાવેલા તેથીજ આપણને તે અજાયબી ઉપજાવે છે. પ્રાચીનકાળની કોરણી, પેહેલાંની મકાનોની મજબુતી ને શોભા આપણને હેરત પમાડે એવાં છે. ઉપર લખેલા ભીમનાજ દેવળની પાસે પથરમાંથીજ કોરીને કહાડેલી વાવો તથા પાવાગઢનો પથર કોરીને બાંધેલો કિલ્લો એ કેવી કારીગરીનો નમુનો છે? રૂદ્રમાળને સરખેજના રોજાની કોરણીનો નમુનો, હુન્નરમાં આટલો બધો ફેરફાર થયો છતાં આજનો ક્યો કારીગર બનાવી શકે એવો છે? પાંચસેં કરતાં વધારે વરસ ઉપર બાંધેલા શામળાજીના દેવળ જેવું મજબુત દેવળ આજે ભાગ્યેજ બાંધી શકે? અમદાવાદની પાસેનો સાબરમતિ ઉપરનો લોઢાનો, લાખો રૂપીઆ ખરચીને હાલની સુધરેલી કારીગરી પ્રમાણે બાંધેલો નવો પુલ જો એકવાર પુલના મથાળા જેટલું

પાણી વહે એટલી રેલ આવે તો તે મૂળ સુદ્ધાં ઉખડી જાય ને નિશાની સુદ્ધાં જતો રહે.*

ચોમાસામાં લાખો રૂપીઆના બાંધેલા લોઢાના નવા પણ ધ્રુજતા પુલ ઉપર જતાં લોકો બીહેછે. અને જુની રીત પ્રમાણે બાંધેલો ઈંટોનો સેઢી ઉપરનો પુલ સેંકડો વરસથી હજારો વાર પુલ ઉપર તરામણું પાણી વહ્યા છતાં જેમનો તેમ ઉભેલો છે. ને તે ઉપર લોકો ગમે તે વખતે નિર્ભયપણે ચાલ્યા જાયછે. એજ સેઢી ઉપર બાંધેલો નડીઆદ ને મેહેમદાવાદ વચેનો રેલવેનો પુલ બે વરસ ઉપર તણાઈ ગયો હતો વળી. તે ઉપર દશ વરસમાં પાંચ સાતવાર મરામત કરાવવી પડી હશે તથા હજારો રૂપીઆ ખરચ્યા હશે પણ ડાકોરના પુલને સેંકડો વરસમાં કોઈવાર મરામત કરાવવી પડી નથી. એટલુંજ નહીં પણ હું ખાતરીથી કહું છું કે રેલવેના સેઢા ઉપરના પુલ કરતાં ડાકોરના પુલનું ખરચ થોડું થયું હશે. ત્યારે જુની ને નવી કારીગરીમાં કયી વધી? ઘરોનીજ બાંધણી તપાસો તો ઉપલી બાબતને ટેકો મળશે. બસેં વરસ પરનાં જુનાં ઘરો ચોવીસાના ચોમાસામાં ટકર ઝીલી ઉભાં રહ્યાં હશે ત્યારે વીશ વરસ પરનાં નવાં ઘર તેજ સાલમાં જમીનની ભેટ લેવા ચતાપાટ સુતાં હશે. આજનાં ઘરોની શોભા જુનાં ઘરોની શોભાને ટક્કર મારે છે. આજના જુદા જુદા ઓરડા, હવા

---

* કહેવું જોઇએ કે સને ૧૮૭૫ ના સપ્ટેમ્બર માસમાં સાબરમતિમાં આવેલી રેલ એ પુલને તાણી પાડ્યો છે.

અને અજવાળા માટે ઘણી બારીઓને જાળીઓ; રસોડાનાં ધુમાડીઆં; પાણીઆરૂં, રસોડું, નાવાની જગા, જાજરૂં, એ જુદાં જુદાં બાંધીને; તથા ભાત ભાતના રંગથી રંગીને અને તરેહ તરેહના કાગળ ભીંતોએ ચોડીને; બારી બારણાં કાચનાં મુકીને; અને હાંડી, તખતા, ઝુમર વગેરે બીલોરી સામાનથી શણગારીને ઘરની શોભામાં ને સુખાકારીમાં વધારો કરે છે એ ખરૂં; પણ તે બધાંને અસલની બાંધણીની મજબુતી લજવી દુર બેસાડે છે. કોરણીની અખંડ શોભા ઉપર મોહનારા થોડી મુદતની રંગથી રંગેલી શોભાને પસંદ કરતા નથી. તોપણ પ્રાચીન શિલ્પ વિદ્યા કરતાં અર્વાચીન શિલ્પ વિદ્યા સુખાકારીમાં ને સગવડ પડતી બાંધણીમાં તો ચઢે છે. પ્રાચીન કાળમાં જે ઓજારો ને સાહિત્ય હતાં તેજ ઓજારો ને સાહિત્ય આજે પણ છતાં આજનાં મકાનો શા વાસ્તે નબળાં બને છે? અમદાવાદનાંજ ભદર અને શાહીબાગ કે કોઇપણ મસીદના જેવાં મજબુત મકાન આજે કોઈ ઇંજનેર બાંધી શકે એવો છે? તેને ધોળાવીને કે રંગાવીને તેની શોભામાં—ઉપરની શોભામાં વધારો કરી શકીએ પણ તેવાં બીજાં મકાન આજે બંધાશે? ધોળાવ્યાથી કે રંગાવ્યાથી ઉલટી તેની કોરણી વગેરેની ખરી ખુબી જતી રહે છે. જે શિલ્પ વિદ્યા વડે ભદર જેવાં મજબુત ને સરખેજના રોજા જેવાં સુંદર કોરણીનાં શોભાયમાન મકાન બંધાયાં તે શિલ્પ વિદ્યા આજે ક્યાં જતી રહી! અસલની મજબુત ને ઝીણી કોરણીવાળી

શિલ્પ વિદ્યાને આજની સગવડવાળી ને શોભાયમાન કરનારી શિલ્પ વિદ્યા સાથે મેળવી હોય તો તે વિદ્યાવડે થએલાં મકાન કેવાં બને ! પ્રાચીન ઇમારતો કયા ને કેવા ચુનાવડે બાંધેલી, કેવી કારીગરીને કેવાં હથીઆરોવડે બાંધેલી તે હાલના ચાલાક ઇંજનેરોએ શોધી કહાડી તે પ્રમાણે હાલની વિદ્યામાં મેળવણી કરી બંનેના મીશ્રણથી મકાનો બાંધવાં જોઇએ. કે જેથી તેમનાં, રાજકર્ત્તાનાં ને તેમની વિદ્યાનાં આવતા જમાનામાં વખાણ થાય. મુસલમાનોનાં, રાજા અને પાદશાહોનાં સેંકડો વરસ થયાં તોપણ આપણી આગળ અમર નામ ધરેછે તે કોણ ? મજબુત ને ઝીણી કોરણીની કારીગરી અંગ્રેજ સરકારનું રાજ ગયા પછી (પરમેશ્વર ઘણાં વરસ રાખે) તેમના બંગલા, તેમના પુલો, ને તેમની કોરટોના મકાનો પાંચસે તો શું પણ સો વરસ પછીના જમાનાને અંગ્રેજ સરકારની યાદગીરી આપનારાં છે? જેમ આપણે પાંચસેં અને હજાર વરસ પરના મહાપુરૂષો, મહારાજાઓ અને પાદશાહો તેમનાં કરાવેલાં શુભ કૃત્યોવડે જોઇએછીએ, તેમ અંગ્રેજ સરકારનું રાજ ગયા પછીના સો વરસ ઉપરનો જમાનો અંગ્રેજોના મહાપુરૂષોને અને અંગ્રેજ સરકારને જોશે ? ના. માટે બેહેતરછે કે હાલની રીતમાં સુધારો કરવો જોઇએ. જો તેમ નહીં થાય તો જરૂર તે જમાના સુધી હાલની પ્રાચીન ઇમારતો ટકી રહી તેમના વખતની, તેમના બનાવનારની ને બનાવટની આગલા જમાનામાં નોંધ આપશે પણ હાલની નવી ઇમારતો તેમના

ઉપર રાજકર્ત્તાનાં, તેમના બનાવનારનાં ને તેમના ઉપર થએલી કારીગરીનાં નામ ને નિશાની સુદ્ધાં તે જમાનો આવતા પેહેલાં જમીનપર લાંબી થઈ સુઈ ગઈ હશે.

શિલ્પ વિદ્યાનીવાત પડતી મુકી સંચા વિશે વિચાર કરીએ. જ્યારથી સંચાની શરૂઆત થઈ ત્યારથી આજસુધીમાં એનની પેઠે આપણા દેશમાં પણ કોઇ જાતનો સુધારો થયો હોય એમ જણાતું નથી ને જો થયો હશે તો બહુજ થોડો. બીજા દેશના લોકો ધીમે ધીમે આગળ વધતા જાયછે ત્યારે આપણા લોકો ચીનની પેઠે ત્યાંને ત્યાં કે વખતે પાછા હઠેછે. યુરોપીયન લોકો પાંચસે વરસ પર આપણાં આપેલાં લૂગડાં પેહેરતા તે,જેમનામાં સંચા નામજ નહોતું તે, આજે આપણા કરતાં હજાર દરજ્જે સંચાની બાબતમાં સુધરી, આપણને લૂગડાં પુરાં પાડતા થયાછે!! પુસ્તકોની બાબતમાં આપણા દેશમાં લખવાનો રિવાજ આજથી પચાસ સાઠ વરસ પર હતો. ભાગવત પેહેલાં સો રૂપીએ મળવું મુશ્કેલ તે સંચામાં છાપાયાથી દશ ગણી ઓછી કીમતે મળેછે, તે પણ વિલાયતી યંત્રોનો પ્રતાપ. એ છાપવાના સસ્તા ને સારા તથા પુષ્કળ કાગળો આપણને મળે છે, તે પણ તેનાજ પ્રતાપ. ચપુ, ફલાનલ ને બનાત જેવાં ઉનનાં કપડાં ઉપયોગી ને સસ્તાં એ સંચાનાજ પ્રતાપથી મળેછે માટે તેવા ઉપયોગી સંચાઓ આપણા દેશમાં લાવવા જોઇએ. પણ તે બરાળીઆ સંચાઓને આપણા હાથના સંચા કેટલીક બાબતમાં લગારી દુર બેસાડેછે. અમદાવાદી ચોતી

જોડા જેવા વિલાયતી ધોતી જોડાની ધમક લાવો, લાવો અમદાવાદી ખીનખાબ જેવો વિલાયતી કીનખાબ, અમદાવાદી રેશમને જરીનાં કપડાં જેવાં વિલાયતી કપડાંનું ઓજ રંગની ધમક લાવો. વિલાયતી એમની આગળ પાણી ભરેછે. હાથનું કામ મેહેનત ભરેલું પણ આવાં જરીઆનમાં વિલાયતીને લજવેછે.

આવાં આવાં આપણાં હાથનાં મેહેનત ભરેલાં પણ, વિલાયતી સંચામાં થએલાં કરતાં સારાં કપડાં, ને પ્રાચીન કોરણીને મજબુતી ઉપર મોહી જઈ આપણા હાલના સંચાઓમાં સુધારો કરવાનો છેજ નહીં એવું કોઈ ફુલણજી સમજે તો તેમાં તે ઘણી ભુલ કરેછે. આપણું વખાણવાનું સારૂં તો એટલુંજ પણ વખોડવાનું તો ઘણુંજ છે. આપણે ઘણી બાબતમાં સુધારા કરવાના છે. ખેતીવાડીના સંચાઓમાં સુધારો કરવાનું કામ જેટલું મુસ્કેલ છે તેટલુંજ આ હુન્નરોમાં કે સંચાઓમાં સુધારો કરવાનું કામ મુસ્કેલ છે. તેમાં જેમ વિલાયતી ઓજારોની જરૂર છે ને તે માટે નાણાંની જરૂર છે તેમ આમાં પણ વિલાયતી સંચાની ને તે સારૂ નાણાંની ભારે રકમોની જરૂર છે. આપણા લોકોને પૈસાનો ખરો ઉપયોગ કરતાં આવડતો નથી. ઘરેણાં ઘડાવવાં, દાટી મુકવા કે ઘણું તો નાણાવટીને ત્યાં વ્યાજે મુકવા એ ઉપયોગો આપણા લોકોને માલમ છે. ઘરેણાંની અંદર આપણા દેશમાં દર વરસે એટલો બધો પૈસો જાયછે કે તેને લીધે વેપારમાં આપણને નાણાની તાણ પડેછે, ઘરેણાં પછવાડે પૈસા ખરચવા એ

બહુજ ખરાબ રીત છે. એથી ઘણીવાર જીવની હાની થાયછે. ને તેટલો પૈસો વેપારમાં ઓછો વપરાય છે. નાણાં દાટી મુકવાની રીત પણ તેટલી ને તેવીજ ખરાબ છે, કેમકે તે નાણાં પણ નિરૂપયોગી પડ્યાં રેહેછે. આપણા દેશમાં થઈ ગએલાં મુસલમાની ને મરેઠી રાજના વારામાં લૂટાવાની ને લેઈ જવાની બીહીકથી આ માઠી ચાલ નીકળી છે. પરંતુ આજે લૂટાવાની કે લેઈ જવાની બીક નથી તોપણ તે ચાલ મટતી નથી. એથી વેપારને તેટલા નાણા જેટલી હાની પહોચે છે. નાણાવટીને ત્યાં બાજે મુકવાની રીત ઉપલી બંને ખરાબ રીતો કરતાં સારી છે, કેમકે પોતાને અને નાણાવટીને બંનેને લાભ થાયછે. પોતાને બ્યાજ મળેછે, એટલે બ્યાજ જેટલી રકમ વરસો વરસ પોતાની પુંજીમાં વધેછે. તે નાણાવટી તેટલા નાણાનો વધારે વેપાર કરેછે તેથી તેટલો વેપારનો વધારો થાયછે. ઉપર કહેલી ઘરેણાં કરાવવાની ને દાટી મુકવાની રીત બંધ કરી, તેટલાં નાણાં સારા ઉપયોગી સંચા લાવવામાં અને સારાં કામો કરવામાં ખરચે તો વેપારમાં અલબત નાણાની છુટ થાય. કેમકે એ નઠારી રીતોમાંથી ઘરેણાં કરાવવાની બીલકુલ(બંધ થાય નહીં માટે) નહીંતો થોડી ને દાટી મુકવાની રીત બીલકુલ બંધ થાય તો ઘણું નાણું વેપારમાં વધે, ને તેથી તેટલો વેપાર વધે. જો નાણાની છુટ એ રીતે થાય તો આપણને ઉપયોગી સંચા તેમાંથી લવાય. એવા ઉપયોગી સંચા કયા? સંચાઓથી આપણને શા શા

લાભ થાય તથા તે દરેકમાં કેટલું ખરચ થાય તેનો. અડસટો આપવાની મેં આ નીચે કોશિશ કરીછે.*

પહેલ વહેલો આપણે રૂનો સંચો લઈએ. એ સંચો આપણને સૌથી વધારે ઉપયોગી છે. કેમકે આપણા દેશમાંથી ગએલા રૂનું વિલાયતમાં કાપડ વણાય છે અને તે કાપડ આપણા દેશમાં આવેછે; તેને પેટે આપણને દરવરસે સાડા તેર કરોડ રૂપીઆની નગદી ઇંગ્લાંડને આપવી પડેછે. જો આપણા દેશમાં કાપડ વણવાના વિલાયતી સંચા દાખલ થાય તો તેથી આપણને એક વખત તે સંચાઓની કીમત આપવી પડશે પણ તેને બદલે હરવરસ કરોડો રૂપીઆનો ફાયદો થશે. વળી આપણા દેશમાં બનેલું કાપડ સસ્તુ પડશે તેથી ગરીબ ગરબા પણ તેનો ફાયદા લેઈ શકશે. આપણા દેશમાં હાલ સુરત, ભરૂચ ને અમદાવાદમાં કાપડ વણવાના સંચા થયા છે. પણ તે એટલા ને એવા નથી કે તેથી ઇંગ્લાંડના કાપડની આવક બંધ થાય. તેમજ આપણા દેશી રૂથી એ સંચાઓમાં બનેલાં કપડાં ઇંગ્લડનાં કપડાંની બરાબરી પણ કરી શકતાં નથી. આપણા દેશમાં અમેરિકા જેવું ઉત્તમ પ્રકારનું રૂ, મારા પાછળ બતાવેલા ઉપાયોથી ઉત્પન્ન કરી શકાય તો તે રૂનું આપણા દેશના વિલાયતી સંચાઓમાં બનેલું કાપડ બેશક ઇંગ્લાંડથી આવતા કાપડની બરાબરી કરી શકે. માટે આપણું રૂ સારૂ થવાને ડાક્ટર ફાર્બ્સ વૉટસનના કહેવા પ્ર-

*પી. આર. કોલાની ચોપડી ઉપરથી.

માણે રૂને માફકની આખી દુનીઆમાં નહીં આપેલી એવી આપણા દેશની જમીનને હવાનો ઉપયોગ કરી મેહેનત કરવી જોઇએ. ને તે રૂને વિલાયતી કાપડ વણવાના સંચામાં વાપરવું જોઇએ. એમ કર્યાથી આપણને ઘણો લાભ થવાનો, દર વરસે કરોડો રૂપીઆ પરદેશ જતા બચે, ને ગરીબ ગરબાંને સારાં કપડાં પહેરવાનો લાભ મળે. એ કાપડ વણવાના સંચાના ખરચનો અડસટો નીચે પ્રમાણે.

કપાસ લોઢવાનો સંચો, જેમાં ૨૫ ચરખા હોય ને જે સંચો દરરોજ બારકલાક ચલાવ્યો તો દરરોજ દશખાંડી ચોખું રૂ કપાસીઆથી જુદું પાડેછે. એ સંચાની કીમત દશ હજાર રૂપીઆ પડેછે. આ સંચામાં ચોખું થએલું રૂ, આપણા ચરખામાં પીલાએલા રૂ કરતાં સારૂં થાયછે. આપણા ચરખામાં પીલાએલા કપાસીઆ સાથે થોડું થોડું રૂ વળગી રેહેછે, તેમ વિલાયતી ચરખામાં થતું નથી. વિલાયતી ચરખામાં સારી જાતનો કપાસ હોય તો ઘણો પીલાયછે. આપણા ચરખામાં બે કે એક માણસ જોઇએછીએ, ત્યારે પ્રમાણમાં વિલાયતી સંચામાં ઘણાંજ ઓછાં જોઇએછીએ. આ બધાનો વિચાર કરતાં માલમ પડેછે કે વિલાયતી સંચો આપણને ઘણોજ ફાયદો કરીછે.

સુતર કાંતવાનો અને લૂગડાં વણવાનો સંચો—સુતર કાંતવાનો સંચો જેમાં રેંટીઆની દશથી અગીઆર હજાર ત્રાકો કાંતવાનું કામ કરેછે. તેમાં બાર કલાક પ્રમાણે કામ કરતાં

વીશમા નંબરનું દરરોજ વીશખાંડી સુતર કંતાયછે. એ સંચાનું ખરચ એકલાખ ત્રીશ હજાર રૂપીઆ થાયછે. લૂગડાં વણવાની બસેં શાળો હોય એવો એક સંચો તેનું ખરચ ત્રીશ હજાર રૂપીઆ કરતાં લગાર વધારે થાયછે. એ સંચાઓને માટે જોઇએ તે જગાનું અને બીજું પરચુરણ ખરચ ઉમેરતાં એ બંને સંચાઓનું કુલ ખરચ ચારલાખ રૂપીઆ થાયછે. આટલું ખરચ થાયછે, તો પણ તેમાં દરરોજ સુતર તથા કપડાં એટલાં થાયછે કે તેવા સંચાઓના ધણીઓને દરવરસે ઘણો નફો થાયછે. મુંબઈમાં એવા સંચાઓની કેટલીક કંપનીઓ થઇછે, તેમાં થએલો નફો તેમણે વહેંચી લીધોછે તે નફો બ્યાજ બાદ કરતાં કોઈવાર દશ અને કોઈવાર તેથી પણ વધારે ટકા નફો પડેછે. અમદાવાદ અને સુરતની કંપનીવાળાઓને પણ દરવરસે ઘણો નફો થાયછે. આ ઉપરથી સ્પષ્ટ માલમ પડેછે કે એ સંચાઓની આપણા દેશમાં ઘણી અગત્ય છે.

લૂગડાં ધોવાના સંચાની પણ આપણા દેશમાં કાંઈ થોડી જરૂર નથી. આપણા ધોબી બાપડા રોજ હાથ પટકીને મરી જાય, તો પણ સંચામાં જેવાં લૂગડાં ધોવાયછે તેવાં ધોવાતાં નથી, તેના જેવી સફાઈ આવતી નથી. અને દરરોજ તેટલાં લૂગડાં ધોવાતાં નથી. પણ વિલાયતી સંચાની કીમત એટલી બધી થાયછે કે તે આપણા ધોબી જાતે વેચાય તો પણ પુરી થાય નહિ. એવા કપડાં ધોવાના સંચાની કીમત વરાળયંત્ર

સાથે ૧૫ હજાર રૂપીઆ લગભગ થાયછે. અસ્ત્રી કરવાનો અને રંગવાનો સંચો ધોવાના સંચા સાથે લાવે તો એ ત્રણે સંચાની કીમત તથા તેમને માટે જગા બાંધતાં અને બીજો પરચુરણ સામાન લાવતાં કુલ પોણાબેલાખ રૂપીઆ ખરચ થાયછે. એ સંચો કોઈ ધોબી લાવીને ચલાવે એવી આશા આપણે રાખીએ તો તે વ્યર્થછે. પણ જો કોઈ પૈસાદાર શેઠીઓ એ કામ માથે રાખી, ધોબીને નોકર રાખી કામ ચલાવે તો આખા અમદાવાદ જેવા શેહેરને એવા એક કે બે સંચા બસ થઈ રહે. આ રીતે થાય તો બાકીના ધોબીઓ નિરૂદ્યમી થઈ રહે, તેમને બીજો ધંધો કરવો પડે, તેથી દેશમાં સસ્તુ કામ થાય અને ધંધો તથા દોલત વધે. વિલાયતી રંગબેરંગીત કપડાં કેવાં સુંદર રંગાઇને અને ધોવાઇને આવે છે, જે આપણને મોહીની પમાડે છે, તે ઉપલા સંચા લાવ્યાથી વિલાયતી ગરજ સારશે.

છીંટ છાપવાનું કામ આપણા પ્રાંતમાં છેજ નહીં. પણ ભાવસાર લોકો કેટલીક જાતના સાલ્લા વગેરે છાપેછે. ગળીઆરા ગળીના અને બીજા રંગ ચઢાવેછે. તેની પણ ઉપર કહેલો સંચો આણ્યાથી ગરજ પડશે નહીં. પણ છીંટ છાપવાનો સંચો જુદો થાયછે. છીંટની મૂળ પેદાશ હિંદુસ્તાનમાં છે. આ દેશમાંથી પહેલાં હજારોવાર છીંટ યુરોપખંડમાં જતી. તે જોઇને ત્યાંના લોકોએ છાપવાની કળામાં સુધારો કરી આપણા કરતાં એવી સારી છીંટ બનાવેછે કે આપણેજ આપણા દેશી

છીંટનો ભાવ પુછતા નથી. આપણેજ વિલાયતી છીંટ વાપરીએ છીએ. આપણે જાણતા પણ નહોતા કે છીંટ આપણા દેશની મૂળ પેદાશ હશે. અંગ્રેજીમાં એને કાલીકો કહેછે, અને તે નામ કાલીકોટ ઉપરથી પડ્યું છે. મલબારકાંઠા ઉપરના કાલીકોટ બંદરમાંથી યુરોપના લોકો દર વરસે હજારો વાર છીંટ પોતાના દેશમાં લેઈ જતા તે ઉપરથી એ નામ પડ્યું છે. જે લોકો આપણા દેશમાંથી એ છીંટ લેઈ જતા, તેજ લોકો તેમાં સુધારો કરીને સંચાની મદદથી એવી સારી ને જથાબંધ બનાવે છે કે આપણે પણ તેમનો માલ ખરીદનારા થયાછીએ. જે લોકો જે માલ વેચનારા હતા તેજ લોકો તે ખરીદનારા થયા છે. આપણા પ્રાંતમાં એની ખપત ઓછી નથી. જો એવા છીંટ છાપવાના સંચા પણ આપણા પ્રાંતમાં કોઇ પૈસાદાર શેઠીઆ આગેવાન થઇને કઢાવે તો તેને ઘણો લાભ થાય; ને આપણા પૈસા પરદેશ જતા બચે એવા સંચાની કીમત, મકાન તથા બીજા બધા પરચુરણ સામાન સાથે અઢી લાખ રૂપીઆ થાયછે.

રેસમી કપડાં બનાવવાનાં કારખાનાં આપણા પ્રાંતમાં સુરત, અમદાવાદ, વડોદરા વગેરે ઘણે ઠેકાણે છે. યુરોપખંડમાં સંચાની મદદથી પણ રેસમી કપડાં ઉત્પન્ન થાયછે. પણ એ બંને જાતનાં કપડાંમાં પહેલી જાતનો દેશી માલ પોતમાં બીજી જાતના યુરોપીઅન સંચામાં ઉત્પન્ન થએલા માલ કરતાં ચઢતો થાયછે. એ બાબત પાછળ લખી ગયોછું; પણ વિલાયતી

માલની ઉપરની શોભા આપણને કોઇવાર મોહિત કરેછે. દેશી સંચામાં પુષ્કળ થતું નથી તેથી તેના ઉપર મજુરી વધારે ચઢી વધારે મોંઘું થાયછે. માટે વિલાયતી સંચો આપણા દેશમાં કોઇ લાવે તો તે કાંઇ ખોટું નથી. રેસમ સારૂં વાપરે તો હું ધારતો નથી કે તે, સંચામાં થએલા માલ કરતાં કોઈ રીતે ઉતરતો થાય. વળી એ સંચાની મદદથી માલ પુષ્કળ ઉત્પન્ન થાયછે. માટે જો એ સંચામાં થોડો ફેરફાર કર્યાથી કીનખાબ જેવાં બુટીદાર જરીનાં કપડાં બની શકે એવું હોયતો અલબત એ સંચો આપણા પ્રાંતને ઘણો ફાયદો કરે. ત્યાંના સંચામાં જુદી જુદી જાતની ભાતો અને રંગો તો બની શકે છે; પરંતુ કીનખાબ બને કે નહિ એ શક પડતુંછે. પણ એ સંચામાં ફેરફાર થયાથી કીનખાબ જેવાં કપડાં થઈ શકે એવું હોય તો એ સંચો ઘણો ઉપયોગી થઈ પડે. એવા સંચાની કીમત ૯૫૦૦૦ રૂપીઆ અથવા લગભગ એકલાખ રૂપીઆ થાયછે. એ સંચામાં રેશમના કોશેટામાંથી રેશમ ઉકેલી, સાફ થઈ તેના તાંતણાની ગોટીઓ થઈ, તેના ઉપર જેવો રંગ ચઢાવવો હોયછે, તેવો રંગ થાયછે; ને તેનાં કપડાં વણાયછે. કોઈ પૈસાદાર ગૃહસ્થ આ કામ માથે લે તો, તેમાં તેને ઘણો લાભ થાય એમાં શક નથી.

મેં પાછળ કહ્યુંછે કે તેલ તલ, દીવેલી, સરસવ, ડોળી અને કોપરાંમાંથી મૂખ્યત્વે આપણા દેશમાં કહાડેછે. પણ આપણી ઘાણી એવી સાદીછે કે ઘણી મેહેનત પડતાં

છતાં પણ ખોળમાં તેલનો ઘણો ભાગ રહી જાયછે. એ ન રહે, હાથને ઘણી મેહેનત ન પડે અને બળદની જરૂર ન પડે તથા પુષ્કળ તેલ તૈયાર થાય એવા સંચા યુરોપખંડમાં થાયછે. તેઓ વરાળથી ચાલેછે. એવી આપણી સાદી તેલ બનાવવાની ઘાણીઓ અમદાવાદ, ગોધરા, મોડાસા વગેરે ઘણાં ગામોમાંછે. તેને બદલે કોઈ પૈસાદાર ઘાંચી અગર વેપારી એવી વિલાયતી ઘાણીઓ લાવે તો તેને ઘણો નફો થાય. એવી ઘાણી દરવરશે ૪૦૦૦૦ મણ તેલ પેદા કરેછે. એ સંચાનો કીમત, મકાન વગેરે બનાવી તૈયાર કામ ચલાવવા લાયક કરતાં કુલ ૬૦૦૦૦ રૂપીઆ થાયછે. એ સંચાઓમાં બનેલું તેલ મીણબતીઓ અને સાબુ બનાવવામાં કામ આવેછે. ધોળાસાબુ અને મીણબતી કોપરાના તેલની બનેછે. ઈંગ્લાંડમાં એ સંચાઓમાં કપાસીઆ પીલીને તેલ કહાડેછે, અને તે તેલ પણ સાબુ બનાવવામાં ઘણું ઉપયોગી છે.

કાગળ બનાવવાના સાદા હાથે ચલાવવાના સંચા આપણા પ્રાંતમાં સુરત અને અમદાવાદમાં છે, પણ તે કાગળ દેશી કાગળો જેવા જાડા ને ખરબચડા હોયછે—ઝીણા ને સફાઈદાર હોતા નથી, એ જાડા ને મોંઘા કાગળોની ખપત રોજમેળ ને બીજા ઘણી મુદત ચલાવવાના નામા સીવાયના કોઈ કામમાં થતી નથી. આપણે છાપવામાં ને લખવામાં દર વરસે હજારો રૂપીઆના કાગળ યુરોપખંડના મગાવી વા-

ખરીએ છીએ, તેને બદલે તેવા કાગળ આપણા દેશમાજ બને અને તે આપણે વાપરીએ તો આપણને દર વરસે હજારો રૂપીઆનો બચાવ થાય. ને તે સંચો લાવનારને હજારો રૂપીઆનો દર વરસે લાભ થાય. એવા એક સંચાની કીમત કામ ચલાવવા લાયક સંચો ગોઠવવાના ખરચ સુધાં પોણાબે લાખ રૂપીઆ થાયછે. પણ તે કીમત એ સંચામાં થતા ૪૦૦૦૦ મણ અથવા લગભગ બાર રતલી દોઢ લાખ રીમ કાગળ તૈયાર થાય, તેની કીમત આગળ કાંઈ ગણતીમાં નથી.

લુહારના કામના સાધારણ સંચા આપણા દેશમાં હોય તો ફાયદો કરે. લોઢાનાં સાધારણ ઓજારો બનાવવાને લુહાર હાથે આટલી બધી મેહેનત કરેછે, તેને બદલે વિલાયતી સસ્તી કીમતનાં થોડી મેહેનતવાળાં ઓજારોનો આપણા દેશમાં ઉપયોગ થાય, તો આપણા લુહારોને મેહેનત ઉગરે ને ઘણો ફાયદો થાય. આપણા દેશમાં ઇંગ્લાંડથી હજારો રૂપીઆનું મોળું ને ખરૂં લોઢું આવેછે. હજારો રૂપીઆનાં ઓજારો ચપુ, કાતર, સોય વગેરે આવેછે. તે બનાવવામાં વિલાયતી સંચો આપણા દેશમાં કામમાં લેતો આપણા લુહારોને અગર તેના માલેકને તે ઘણી કમાઈ કરી આપે, ને થોડી મેહેનતે ને થોડે માણસે ઘણો માલ તૈયાર થાય, ને તેથી તે માલ સસ્તો પણ પડે.

પણ લોઢાનો મોટો સંચો જેમાં બધી જાતના સંચાનાં ઓજારો, રેલવેના પાટા, ને બીજાં ઓજારો વગેરે બને એવા

संचो आपणा प्रांतना मोटा शेहेरोमां आणवो जोइए. उपर कहेला भात भातना संचाओमां जोइतो सामान अने बीजां ओजारो ए संचा विना पुरां पाडी शकावानां नहीं, माटे ते संचानी तो जरूर पडवानी. मुंबाइमां ने कलकतामां एवा संचाओ आणेला छे जेना धणीओने दर वरसे घणो नफो थायछे. तेमनो दाखलो लेई आपणा प्रांतना शेहेरोमां पैसादार शेठीआओ ए संचो लावे तो तेमने पण घणो लाभ मळे. ए संचानी कीमत गोठवतां, मकाननुं अने बीजुं खरच वगेरे मळीने त्रण लाख रूपीआ थायछे. पण तेमां पेदा थता मालनी कीमत आगळ ते कांई नथी.

सुथारना कामनो काठ आपणा प्रांतमां उत्तर, पूर्व ने दक्षिणनां जंगलोमां कांई ओछो थतो नथी. पण ते करतां सारो काड मलबारथी आ प्रांतमां आवेछे. ए काठने वहेरीने पाटडो, पाटडीओ, खुरशीआं, पाटीआं के बारणां करवाने वहेरतां केटली मेहेनत पडेछे. सुथारनां बधां ओजारो हाथे चलाववानांछे. पाणीथी चलाववानां पण नथी. तो वराळथी चलाववानां तो होयज क्यांथी? विलायती लाकडांना काम करवाना संचा चार जातना छे. १ लो वेहेरवानुं काम करनारो, २ जो बारणां ने बारीओ करनारो, ३ जो पेटीओ करनारो, ४ थो गाडी वगेरेनां पैडां करनारो. तेमां १ लानी २१०००, बीजानी १४५००, त्रीजानी २०००, ने ४ थानी २०३४० रूपीआ कीमत थायछे. ए चारे संचा एक माणस लावी

એક ઠેકાણે રાખી, મકાન વગેરે બંધાવી તૈયાર કામ ચલાવવા લાયક બનાવે તો એ બધાની સામટી કીમત દોઢ લાખ રૂપીઆ થાય. પણ એટલા રૂપીઆ ખરચે તેના બદલામાં તે બારી, બારણાં, પેટીઓ વગેરે એટલું બધું બનાવી નફો મેળવે કે તે રૂપીઆ ખરચ્યા તેને પ્રમાણ પડે.

દાણા દળવાનો સંચો આપણા દેશમાં ઘંટી છે. બાજરી, જુવાર, ઘઊં અને બીજાં જે અનાજનો લોટ કરવો હોય તેને એ ઘંટીમાં દળેછે. એ ઘંટીનું ઓજાર ઘણું કરીને દરેકના ઘરમાં હોયછે; એ ઘંટી હજારો વરસ પર જેવી હતી તેવીને તેવી વગર ફેરફાર થયે આજ સુધી આપણા દેશમાં ચાલેછે. પણ તેમાં હાથની મેહેનત ઘણી પડેછે. તેથી તથા તેમાં જોઇએ તેટલો જથાબંધ લોટ થતો નથી, તેથી લોટ દળનારીનો ભાવ મોંઘો પડેછે. યુરોપખંડમાં વારા ફરતી ઘણી જાતના સુધારા થયા. હાથની મેહેનત જાય માટે પેહેલાં પવનથી અને પાણીથી એ ઘંટીઓ ચલાવી. અને છેલ્લા સૈકામાં જ્યારે વરાળયંત્ર દરેક સંચામાં કામે લગાડ્યું, ત્યારે તે વરાળયંત્રને ઘંટીમાં પણ જોડ્યું. એ યંત્રના જોરથી ઝીણો, જલદીને જથાબંધ લોટ દળાયછે. આપણા દેશમાં યુરોપખંડની પેઠે રોટલી કરીને બજારમાં વેચવાનો રિવાજ હિંદુઓની જાતી બંધનથી નથી. (પણ મુસલમાનોમાં એ ચાલછે) તેથી એ યંત્રમાં દળાયલો લોટ હિંદુઓમાં જથાબંધ ખપે નહીં. રોજના દળાવનાર થોડા કેમકે ગરીબો તો પૈસા ખરચે નહીં-હાથે દળે.

પણ જેઓ મોદીને ત્યાંથી લોટ લેછે તે તથા મોદી દળનારી પાસે દળાવેછે તે, આવી ઘંટીવાળા પાસે દળાવે તો ફાયદો થાય. નાતવરામાં જથાબંધ લોટ જોઇએ તે નાતવાળો દળનારીને બદલે આ સંચાવાળા પાસે સસ્તું દળાય માટે દળાવે. મતલબ કે મોટા શેહેરમાં એવી એકાદ ઘંટી હોય તો લોકોને ઘણી ઉપયોગી અને તેના ધણીને ફાયદાકારી થઈ પડે. તેમજ લશ્કરની છાવણીમાં અને લડાઇના વખતમાં લશ્કરમાં જ્યાં સેંકડો મણ લોટ રોજ જોઇએ ત્યાં એ ઘંટીથી વધારે ફાયદો થાયછે. ત્યાં એ ઉતાવળી દળનારી ઘંટી ઘણી જરૂરની થઈ પડેછે. કેમકે દરરોજ દશ કલાકમાં એ ઘંટી ૧૫૦ બુશલ અથવા ૧૨૫ મણ લોટ દળેછે. એ ઘંટીને ગોઠવીને દળવા લાયક તૈયાર કરતાં દસ હજાર રૂપીયા ખરચ થાયછે.

આપણા કુંભારો નાળો અને ઇંટો હાથે બનાવેછે. તે સારૂ ચાકવિના કુંભારને બીજું કોઈ મૂખ્ય ઓજાર નથી. જો નાળો ને ઇંટો કરવાનો, તેમને સુકવવાનો ને પકવવાનો, વરાળનો સંચો આણ્યો હોય તો તેની કીમત આપણને સસ્તી પડે, ને માલ સારો ને શોભાયમાન બને. જેથી આપણાં ઘર અને હવેલીઓ શોભી નીકળે. આપણી ઇંટો સુંદર અને સરખી હોતી નથી. ને સંચામાં સરખી ને શોભાયમાન થાયછે. આપણી ઇંટોને સરખીને સફાઈદાર કરવાને ફરીને ઘડવી પડેછે. તેમ આ સંચામાં બનેલી ઇંટોને ફરીને ઘડવી પડતી નથી. તેથી તે ઘડામણનું ખરચ પણ આપણને ઉગરે. એવા સં-

આમાં દરરોજ બારથી પંદર હજાર ઇંટો તૈયાર થાયછે. અને તે સંચાની કીમત તથા મકાન વગેરેનું મળીને ૪૦૦૦૦ રૂપીયા ખરચ થાયછે.

આ બધા સંચા ચલાવવાને પાણી—ચોખ્ખું પાણી અને વિલાયતી કોયલા તથા લાકડાં જોઇએ. આ ત્રણવાનાં જ્યાં બરાબર પુરાં પડે નહીં, ત્યાં તે સંચો નિરૂપયોગી થાય, અથવા તે ઘણાં મોંઘાં પુરાં પડે તો તેના ધણીને ફાયદાને બદલે ઉલટું નુકશાન થાય. માટે એ બધા સંચાઓને લાયકનો આપણો પ્રાંત કરવા સારૂ, આપણો પ્રાંત એ સંચાઓને એ ત્રણેવાનાં પુરાં પાડે, એવો કરવો જોઇએ. ચોખ્ખું પાણી જ્યાં મોટી નદીઓ વેહેછે ત્યાં મળી શકે. જેવી કે તાપી, નર્મદા, મહીને સાબરમતિ. એ પાણી ખુટવું ન જોઇએ, માટે તે બારે માસ વેહેતી નદી વિના બીજે કોઇ ઠેકાણે મળી શકે નહીં. એવી વેહેતી નદીઓ એ ચારવિના આ પ્રાંતમાં બીજી વધારે થોડીજછે. માટે એ ખોટ પુરી પાડવાને, ઠેકાણે ઠેકાણે નેહેરો બાંધી, બને તે નદીઓનું પાણી વાળી લાવી, નહોય તે ઠેકાણે ચોખ્ખું પાણી સરકારે પુરૂં પાડવું જોઇએ. ખેતીવાડી સુધારવામાં પણ એ બાબત અતી અગત્યની છે. ને તે,તે બાબતમાં મેં સારી પેઠે કહેલુંછે; એટલે આ ઠેકાણે વધારે લખવાની જરૂર નથી. પણ તેજ ને તેવીજ બલકે તેથી વધારે અગત્ય આ બાબતમાં છે. તે પુરી પાડ્યાથીજ આ બંને (ખેતી ને સંચા) કામ ચાલશે. સંચામાં બીજી અગત્યની બાબત તે કોયલાછે.

એ કોયલા આપણા દેશમાં ઇંગ્લાંડથી આવેછે. અને તેથી તે મોંઘા મળેછે. અને તેજ કારણથી સંચા અને તેમાં બનેલું કામ મોંઘું પડેછે. કેમકે સંચામાં કોયલા ઘણા ખપેછે. આપણા દેશમાં એટલે હિંદુસ્તાનમાં નીજામના રાજમાં ને વરાડમાં કોયલાની ખાણો નીકળી છે. તેમજ નર્મદા નદીને કાંઠે નીકળે એવો સંભવ છે. જો નર્મદા કાંઠે કોયલાની ખાણો નીકળે, ને નીજામ તથા વરાડના મુલકમાંથી પુષ્કળ કોયલા મળે તો આપણને વિલાયતી કોયલાની ગરજ રેહેશે નહિ. આપણા કોયલાજ બસ થશે. ને તે વિલાયતી કોયલા કરતાં સોંઘા પડવાથી આપણા સંચા મોંઘા નહિ પડે. અને તેથી તેમાં ઉત્પન્ન થએલો માલ પણ મોંઘો નહિ થાય. નીજામના રાજમાંથી કોયલા ખોદાયછે, પણ નર્મદા કાંઠે કોયલાની ખાણો નીકળશે એવું ઘણા ભૂસ્તર વેત્તાઓ કહેછે, પરંતુ તેની પુરતી તપાસ સરકારે કરાવી નથી; તે કરાવી, જો ખાણો નીકળે તો ખોદાવી કોયલા કઢાવવા જોઇએ. કોયલાનું કામ લાકડાં કરે, પણ તે સારૂ આપણને મુશ્કેલી છે. અમદાવાદમાં બે સંચા છે એટલામાં તો ગરીબ લોકો બુમ પાડેછે. કે લાકડાં મોંઘાં થયાં. ભરૂચ ને સુરતમાં પણ એમજ થયુંછે કેમકે આપણા પ્રાંતમાં જંગલો ઘણાં નથી. ને છે તે ઘણાં દૂરછે. તેથી ત્યાંનાં લાકડાં માહિલા મુલકમાં આવતાં ઘણાં મોંઘાં પડે માટે આવતાં નથી. ને આવે તો ખપવાં પણ મુશ્કેલ પડે. તેમ છતાં તેવડે ચલાવે તો પણ એ જંગલો એટલાં બધાં

નથી કે ઉપર કહેલા જથાબંધ સંચા આપણા દેશમાં થાયતા બાકડાં પુરાં પડી શકે. માટે અખૂટ કોયલાની ખાણો (જે ઇશ્વર કરે ને નર્મદા કાંઠે નીકળે) ની અગત્યછે. તે વિના બધા સંચાઓ સહી સલામત ચાલવાને ઘણી મુશ્કેલીછે.

એ સંચાઓ ચલાવવાને આપણને અંગ્રેજ ઇંજનેરની દરેક સંચામાં જરૂર પડવાની; ને તેઓને મોં માગ્યો પગાર આપવો પડવાનો ને તેથી પણ એ સંચાઓનો માલ આપણને થોડો ઘણો મોંઘો પડવાનો. આપણા દેશના સુતાર, લુહાર વગેરે કાંઇ છેક ઢઠા નથી. પણ તેઓ કેળવાયલા નથી. યંત્રોની ખાસીઅતો તેમને માલમ હોતી નથી. જો તે બાબતની તેમને સમજણ આપવામાં આવે, ને તે સંચા ચલાવવાની તેમને કેળવણી આપવામાં આવે તો આપણા દેશના કેટલાક ચાલાક કારીગરો યુરોપીઅનોને પણ વટાવે એવા નીકળે. પણ એવી કેળવણી, મળ્યાવિના તેઓ મૂર્ખ ને અજ્ઞાન રહેલાછે. માટે એ જાતની કેળવણી આપનારી એક સારી સ્કુલ અથવા હુન્નરશાળાની જરૂરછે. ને તેમાં એક હોંશીઆર યુરોપીઅન ઇંજનેર રાખ્યો તો તે આપણા દેશી કારીગરોને કેળવી હોંશીયાર કરશે ને પછી તે આપણાદેશના સંચા ચલાવવાને લાયક થશે. એ રીતે આપણને દેશીજ પુરતાં માણસો મળશે. ને ઇંજનેરોનો દુકાળ પડશે નહીં. એટલુંજ નહીં પણ નાણાંનો પણ બચાવ થશે.

પણ હમણાં એક નવો કાયદો સરકારે કહાડ્યોછે કે સંચા-

ઓમાં ઈજનેરી વિદ્યામાં પાસ થએલા સરટીફીકિટવાળા ઈજનેર રાખવા. આવા ઈજનેરો આ કાયદાથી કેટલા ફુલાશે ને મોંઘા થશે. પણ તેથી ઈજનેરો! ફુલીને શેખચલીની પેઠે ન કરતા કે આટલા બધા સંચા નીકળશે ત્યારે તો તમે ઘણાજ મોંઘા થશો. એટલા સંચા નીકળવાનો જ્યારે વખત આવશે ત્યારે તેનીજ સાથે મેં ઉપર કહી એવી સ્કુલની અગત્ય પડશે. અને તેમાં તો દેશીકારીગરોનાં છોકરાં તમારી વિદ્યા શીખી તમારા જેવા થશે. ને તે તો કાળી ચામડી તમારા કરતાં સસ્તી વેચાશે એટલે તમારો ભાવ ત્યારે તો આજના કરતાં પણ ઓછો થવાનો. "આંબે મોર ને કલાંબે લેખાં, જાતે વખતે કાંઇ ન દેખાં."

---

# પ્રકરણ ૩ જું.

## વેપાર વધવાનો ઉપાય.

કોઈ પણ દેશનો બોહોળો વેપાર થવાનો તે દેશની દોલત ઉપર આધાર રાખેછે. દોલત અને માલની છત પુષ્કળ થઈ તો વેપાર વધવો એ મુસ્કેલ કામ નથી. ખેતીના માલની અથવા હુન્નરોના સંચાઓની મદદથી માલની બોહોળી છત થવાનો ઉપાય મેં પાછલા પ્રકરણોમાં બતાવ્યોછે. માટે આ ઠેકાણે નાણાની છત થવાનો અથવા દેશની દોલત વધવાનો ઉપાય આપણે ખોળીએ.

નાણા સંબંધી હાલત સુધારવાના ઘણા ઉપાયોછે. પેહેલું તો જે નાણું આપણા દેશમાં નકામું પડ્યું રેહેછે, તેને વેપારના કામમાં લેવું જોઇએ. હું એકવાર પેહેલાં કહી ગયોછું, તો પણ આ ઠેકાણે મને ફરીને જણાવવાની જરૂર પડેછે કે આપણા દેશમાં ઘરેણાં ગાંઠાં કરાવી, તેમાં નાણું રોકવાનો જેટલો ચાલછે; તેટલો દુનીઆમાંના બીજા કોઈ દેશમાં નથી. એમાં રોકાયલું નાણું દેશમાં નિરૂપયોગી રેહેછે. એના જેવોજ બુરો ચાલ નાણું દાટી મુકવાનોછે. પેહેલાંના લૂટારાઓની બીહીકથી આ ચાલ નીકળેલો, પણ હવે એવી બીહીક રેહી નથી; માટે એ ચાલ છોડી દેઈ, તથા દાટેલું નાણું બહાર કહાડી વેપારના કામમાં લેવું જોઇએ. આપણા દેશમાં દર વરસે કેટલું નાણું દટાયછે તથા ઘરેણાં ગાંઠાં ઘડાવવામાં જાયછે તે નીચે લખેલી હકીકત ઉપરથી માલમ પડશે.

ઘરેણાં ગાંઠાં કરાવવામાં અને દાટવામાં આપણા દેશમાં દરસાલ કેટલું નાણું જાયછે, તે જાણવાને માટે આપણે જાણવું જોઇએ કે આપણા દેશમાં દરસાલ કેટલું નાણું પરદેશથી આવેછે ને કેટલું પરદેશ જાયછે. તે જાણવાને માટે સન૧૮૬૧થી સન૧૮૭૦ સુધીના પુરાં થતાં દશ વરસની આવક ને જાવકનો મુકાબલો આ નીચે કરી બતાવ્યો છે.

| સાલ. | કેટલું નાણું આવ્યું.* સોનું. | રૂપું. | કેટલું નાણું ગયું.* સોનું. | રૂપું. |
|---|---|---|---|---|
| સન ૧૮૬૧ માં... | ૪૫૦૦૦૦૦૦... | ૬૩૩૦૦૦૦૦... | ૧૦૦૦૦૦... | ૧૧૦૦૦૦૦૦ |
| સન ૧૮૬૨ માં... | ૫૨૦૦૦૦૦૦.. | ૬૭૫૦૦૦૦૦... | ૫૦૦૦૦.. | ૬૭૫૦૦૦૦ |
| સન ૧૮૬૩ માં... | ૭૦૦૦૦૦૦૦... | ૭૭૫૦૦૦૦૦.. | ૩૩૦૦૦... | ૧૦૭૦૦૦૦૦ |
| સન ૧૮૬૪ માં... | ૮૬૦૦૦૦૦૦... | ૧૬૦૦૦૦૦૦૦.. | ૨૭૫૦૦૦... | ૧૨૪૦૦૦૦૦ |
| સન ૧૮૬૫ માં... | ૯૯૦૦૦૦૦૦... | ૧૧૫૦૦૦૦૦૦.. | ૩૫૦૦૦૦... | ૧૪૧૦૦૦૦૦ |
| સન ૧૮૬૬ માં. | ૬૭૫૦૦૦૦૦... | ૨૦૨૦૦૦૦૦૦... | ૬૪૫૦૦૦... | ૧૫૪૦૦૦૦૦ |
| સન ૧૮૬૭ માં... | ૪૬૬૦૦૦૦૦... | ૮૬૬૦૦૦૦૦... | ૭૪૦૦૦૦૦.. | ૧૭૧૦૦૦૦૦ |
| સન ૧૮૬૮ માં... | ૪૭૫૦૦૦૦૦.. | ૭૦૦૦૦૦૦૦.. | ૧૧૦૦૦૦૦... | ૧૩૭૦૦૦૦૦ |
| સન ૧૮૬૯ માં.. | ૪૧૬૦૦૦૦૦... | ૧૦૦૦૦૦૦૦૦... | ૧૨૦૦૦૦૦... | ૧૩૭૦૦૦૦૦ |
| સન ૧૮૭૦ માં... | ૫૫૦૦૦૦૦૦... | ૮૫૦૦૦૦૦૦... | ૧૦૦૦૦૦૦... | ૮૨૦૦૦૦૦ |
| | કુલ ૬૧૩૨૦૦૦૦૦ | ૧૦૩૬૯૦૦૦૦૦ | ૧૩૧૫૩૦૦૦ | ૧૨૩૦૫૦૦૦૦ |
| | ૧૦૩૬૯૦૦૦૦૦ | | ૧૨૩૦૫૦૦૦૦ | |
| | ૧૬૫૦૧૦૦૦૦૦ કુલ આવ્યા. | | ૧૩૬૨૦૩૦૦૦ કુલ ગયા. | |
| | ૧૩૬૨૦૩૦૦૦ કુલ ગયા. | | | |
| | બાકી રહ્યા. ૧૫૧૩૮૯૭૦૦૦ | | | |

આ કોઠો આખા હિંદુસ્તાનને માટે છે. ( દેશ કલ્યાણેચ્છું ઉપરથી )

ઉપર પ્રમાણે ઉપર કહેલાં દશ વરસમાં પરદેશથી ૧૬૫ ક્રોડની નગદી આપણા દેશમાં આવી તેમાંથી લગભગ ચૌદ કરોડની નગદી પરદેશમાં આપણે મોકલી ગણી તે બાદ કરીએ તો બાકી ૧૫૧ કરોડ રૂપીઆ એ દશ વરસમાં આપણા દેશમાં બચ્યા. તેની સરાસરી કહાડતાં દર વરસે લગભગ ૧૫ કરોડ રૂપીઆ હિંદુસ્તાનમાં વધારે આવ્યા. એ નાણા-માંથી એજ મુદતમાં શીક્કા પાડવામાં કેટલા વપરાયા તે જાણવાથી માલમ પડશે કે બાકીની નગદી ઘરેણાં ગાંઠામાં ને દાટી મુકવામાં ગઈ, ને જે નગદીના ટંકશાળમાં શિક્કા પડ્યા તેજ નગદી વેપારમાં વપરાઈ. ટંકશાળમાં એ દશ વરસમાં કેટલી નગદી ગઈ તે માલમ પડવા સારૂ એનો આ નીચે કોઠો પાડી બતાવ્યું છે.

**સરકારી ટંકશાળમાં સોનું, રૂપુ ને તાંબુ શિક્કા પાડવામાં કેટલું ગયું તેનો કોઠો.**

| સાલ | સોનું. | રૂપુ. | તાંબુ. | કુલ. |
|---|---|---|---|---|
| સન ૧૮૯૧ .. | ૭ લાખ .. | ૫$\frac{1}{4}$ કરોડ .. | ૨૪ લાખ .. | ૫$\frac{1}{2}$ કરોડ |
| સન ૧૮૯૨ .. | ૬ લાખ ... | ૭ કરોડ .. | ૧૫ લાખ .. | ૭$\frac{1}{2}$ કરોડ |
| સન ૧૮૯૩ .. | ૧૩ લાખ .. | ૯$\frac{1}{10}$ કરોડ .. | ૧૫ લાખ ... | ૯$\frac{1}{2}$ કરોડ |
| સન ૧૮૯૪ ... | ૫$\frac{1}{2}$ લાખ ... | ૧૧$\frac{1}{10}$ કરોડ .. | ૨૭ લાખ .. | ૧૧$\frac{3}{4}$ કરોડ |
| સન ૧૮૯૫ .. | ૯$\frac{1}{2}$ લાખ ... | ૧૦$\frac{1}{10}$ કરોડ .. | ૨૩ લાખ ... | ૧૦$\frac{3}{4}$ કરોડ |
| સન ૧૮૯૬ ... | ૧$\frac{1}{2}$ લાખ ... | ૬$\frac{1}{4}$ કરોડ ... | ૧૪ લાખ ... | ૬$\frac{1}{2}$ કરોડ |
| સન ૧૮૯૭ ... | ૨$\frac{1}{2}$ લાખ .. | ૬$\frac{1}{4}$ કરોડ ... | ૧૪ લાખ .. | ૬$\frac{1}{2}$ કરોડ |

| | | | | |
|---|---|---|---|---|
| સન ૧૮૯૮... | ૨ લાખ | ૪ ૧/૪કરોડ | . ૨ ૧/૨લાખ .. | ૪ ૧/૨કરોડ |
| સન ૧૮૯૯ .. | ૨ ૧/૨લાખ .. | ૫ ૧/૩કરોડ... | ૬લાખ .. | ૫ ૧/૨કરોડ |
| કુલ | ૫૦લાખ | ૬૫કરોડ | ૧૫૦લાખ | ૬૭કરોડ |

ઉપલાં નવ વરસની સરાસરી કહાડતાં આશરે ૮ કરોડ ગણીએ તોપણ એ દશ વરસમાં આશરે ૭૫ કરોડ રૂપીઆના શિક્કા પડ્યા. તે પાછલા કોઠામાં બતાવ્યા પ્રમાણે બચેલા ૧૫૧ કરોડમાંથી બાદ કર્યા તો ૮૪ કરોડ રૂપીઆની નગદી એ મુદતમાં ઘરેણાં ગાંઠાં તથા દાટી મુકવામાં ગઈ. મતલબ કે એટલું નાણું વ્યાપારમા વપરાયું નહીં. વિલાયતમાં તેમ થતું નથી માટે આપણે પણ એવાં નાણાં નકામાં નહીં રાખતાં વેપારમાં વાપર્યું તો તેટલા નાણા જેટલો વેપાર આપણા દેશમાં વધારે થવાનો. એટલુંજ નહીં પણ વેપારમાં ઘણીવાર નાણાની તાણ પડેછે. તે આ ઉપાયથી પડશે નહીં. નાણાની વધારે છુટથી વેપારને વધારે ઉત્તેજન મળેછે.

આપણા દેશમાંથી ( હિંદુસ્તાનમાંથી ) જે માલ પરદેશ મોકલીએ છીએ, જેવું કે રૂ, રેશમ વગેરે તે કાચા પદાર્થો મોકલીએ છીએ; ને તેનો તૈયાર થએલો માલ પાછો આપણે ખરીદ કરીએ છીએ તેને બદલે પાછલા પ્રકરણમાં કહેલા સંચાઓની મદદથી તૈયાર માલ બનાવી લેઈએ તો, આપણને બેવડો નફો થાય. એક તૈયાર માલ લેઈ આપણે જે નાણું ખરચીએ છીએ તે ઉગરે, ને જે તૈયાર માલ આપણે વે-

ગીએ તેનાં નાણાં આપણને મળે. એ રીતે સંચાઓથી આપણને બમણો લાભ થાય. આપણે કેટલો માલ પરદેશમાં મોકલીએ છીએ ને કેટલો પરદેશી માલ ખરીદીએ છીએ તે નીચેના કોઠા ઉપરથી માલમ પડશે.

| સાલ | કીમત-નો માલ આવ્યો. | કીમતનો માલ વિલાયતગયો. |
|---|---|---|
| સન ૧૮૩૪-૩૫ માં | ..૫ કરોડ | ..............૧૫ કરોડ |
| સન ૧૮૪૮-૪૯ માં | ..૯ કરોડ | .............. ૩૦ કરોડ |
| સન ૧૮૫૮-૫૯ માં | ..૧૬ કરોડ | ..............૫૦ કરોડ |
| સન ૧૮૬૪-૬૫ માં | ..૫૩ કરોડ | ..............૧૩૩ કરોડ |
| સન ૧૮૭૧-૭૨ માં | ...૩૩ કરોડ | ..............૫૩ કરોડ |

ઉપર લખેલી સાલોમાં વ્યાપાર ઘણું કરીને વધતોજ ચાલ્યો છે. આપણે વધારે માલ મોકલીએ છીએ અને ખરીદીએ છીએ થોડો; તેથી આપણને વધારે કીમત મળેછે. પણ જેટલો માલ પરદેશી ખરીદી આપણે દર સાલ તેને પેટે નાણાની મોટી રકમ પરદેશ મોકલીએ છીએ તે આપણેજ માલ તૈયાર કરી વેચીએ તો ઉગરે, ને માલની કીમત મળે. માટે તેમ કરવું જોઇએ.

આપણી નાણા સંબંધી હાલત સુધરે તો આપણા દેશને માટે ઇંગ્લાંડમાં કરેલા કરજને પેટે આપણે દર વરસે કરોડો રૂપીઆ વ્યાજ ઇંગ્લાંડને આપીએ છીએ તે ન આપીએ, અને સરકારને આપણે રૂપીઆ ધીરીએ ને વ્યાજ ખાઇએ. હાલમાં નાણાં ધીરવા જેવી આપણી હાલત ન હોવાથી આ-

પણે ઈંગ્લાંડના ઓશીઆળા થવું પડેછે, ને વ્યાજ ભરવું પડેછે. પણ આપણી નાણાં સંબંધી હાલત સુધરે તો આપણને તેમ કરવું ન પડે. રેલવે અને બીજાં કામોને માટે પણ આપણે ઈંગ્લાંડના રૂપીઆ વ્યાજે લેવા પડેછે; કેમકે આપણા દેશમાં તેટલાં નાણાં નથી. તેથી અંગ્રેજો મોંઘા થાયછે. તોપણ આપણે મોં માગ્યું વ્યાજ આપીને તેમના રૂપીઆ વ્યાજે લેવા પડેછે. આ બધું આપણી નાણાં સંબંધી નઠારી હાલતથી થાયછે.

ભરૂચ અને સુરત આગળની નર્મદા અને તાપી એ નદીઓ પુરાઈ ગયાથી ત્યાંનો વેપાર પડી ભાગ્યો હતો તે પાછો રેલવે થયા પછી વધવા લાગ્યો છે. સન ૧૮૬૫ ની શેર સટાની ખરાબીમાં આપણા વેપારીઓ પાયમાલ થયા ન હોત તો આ દશ વરસમાં ઘણોજ વેપાર વધ્યો હોત. રેલવે અને તાર એ વેપાર વધવાનાં સાધનો છે તે આપણે સાફ જોઈએ છીએ. રેલવે થતા પહેલાં મુંબાઈથી અમદાવાદ અને અમદાવાદથી મુંબાઈ માલ લેઈ જવા લાવવાને કેટલી હરકતો, આપદાઓ અને બીહીક હતી. માલ ગાડાંમાં બગડતો, ચોરોથી લુટાતો, અને સહી સલામત જતો, તો લાંબી મુદતે જતો તેથી કેટલો થોડો માલ જતો આવતો તે પણ આપણને માલુમ છે. આવતાં જતાં ભાડું કેટલું થતું તેથી પણ કોઈ અજાણ્યું નથી. રેલવે થવાથી એ બધી હરકતો દુર થઈ. માલ સહીસલામત, બગડ્યા વગર, જલદી ને થોડે ભાડે

જાયછે. એથી રોજ કેટલો બધો માલ આવેછે જાયછે! માણસોને જવા આવવાને પણ કેટલું બધું સુગમ ને સસ્તુ થઈ ગયું? તારથી એક કલાકની અંદર મુંબાઈપારની ખબર આવે!! ને તે કલાક પણ ખબર મોકલતાં ને પહોંચાડતાં વખત જાય તેથી થાયછે. તારથી માલ મગાવવાને અગર વેચવાને જલદી ખબર આપવાને બની આવેછે. આજ

ેમાં આખા હિંદુસ્તાનમાં પાંચ હજાર કરતાં વધારે મૈલ રેલવે પથરાઈ ગઈ છે. રેલવેની સાથે તાર પણ છે ને તે વેપારીઓના કામમાં આવેછે, તે વિના વળી સરકારી તાર છે તે તો જુદો. એ રીતે તાર પણ જ્યાં ત્યાં પથરાએલો જણાયછે. રેલવેવાળાઓને વરસો વરસ લાખો રૂપીઆ કમાઈ થાયછે. હજુ પણ જરૂરનાં મથકોને ઠેકાણાં જ્યાં રેલવે અને તાર નથી ત્યાં તે થવાં જોઇએ કે જેથી માલ લાવવા લેઈ જવાને અને ખબર મોકલવાને સુગમ પડે. હિંદુસ્તાનના વેપારની પડતીનાં કારણો જામેજમસેદવાળો નીચે પ્રમાણે આપેછે.‡

૧. અંગ્રેજોનું રાજ થયા પછી હિંદુસ્તાનનું બજાર માલ મોકલનારને બદલે ખરીદનાર થયું, તેથી વેપારને અને નફાને ઘણું નુકશાન પહોંચ્યું.

૨. હિંદુસ્તાનના રાજાઓ જો કે પેહેલાં નકામું લશ્કર રાખીને ઘણો ખરચ કરતા હતા, પણ તેથી વેપારને કદી

‡૨૦ મી માર્ચ સન ૧૮૭૩નું "ટાઇમ્સ ઓફ ઇન્ડિઆ."

કાંઈ નુકશાન થતું નહીં. પણ હાલમાં તો લશ્કરી સામાન સરંજામ વિલાયતથી મગાવતાં લાખો રૂપીઆ વિલાયત મોકલવા પડેછે.

૩. અમીર ઉમરાવો પેહેલાં પોતાનો ભભકો રાખવાને હજારો પૈસા ખરચતા હતા પણ તેઓ હાલમાં પડી ભાગ્યા છે. અને તેથી તેટલા પૈસાની છત બજારમાં ઓછી થઈછે.

૪. અગાઉના વખતમાં મૂખ્ય અધીકારીઓ દેશીઆ હતા, માટે પૈસો દેશમાંજ રેહેતો, પણ અંગ્રેજી રાજમાં મોટા હોદ્દદારો અંગ્રેજો છે, તેથી તેઓ ઘણો પૈસો વરસો વરસ વિલાયત મોકલેછે. તેમજ મરનાર અંગ્રેજોનાં બૈરાં છોકરાંને પેનશન તરીકે હિંદુસ્તાનને દર વરસે મોટી રકમ આપવી પડેછે.

૫. વળી હિંદુસ્તાનનું જાણીતું લશ્કરી ભારે ખરચ, તે પણ મૂખ્ય કારણ છે. કેમકે તેથી હિંદુસ્તાનને દર વરસે મોટી રકમ વિલાયત મોકલવી પડેછે.

૬. રેલવે, કનાલ વગેરે યુરોપીઅનોએ (યુરોપીઅનોના પૈસાથી) સ્થાપીછે, જેથી સરકારની બાંહ્યધરીનું વ્યાજ તેમને મળેછે. ને તેનું ફળ બધું ઈંગ્લાંડ જાયછે. ને તેથી પડતી ખોટ હિંદુસ્તાનને આપવી પડેછે.

૭. આ વિના વળી લોકોને ભારે કર આપવા પડેછે, (તે પણ કારણછે.)

૮. છેલ્લે વેપારમાં પણ યુરોપીઅનો એટલા લાગ્યા છે કે, તેમની બરાબરી દેશીઓ કરી શકતા નથી.

એ વાત ખરીછે કે અંગ્રેજોનું રાજ હિંદુસ્તાનમાં આવ્યા પછી હિંદુસ્તાન, પરદેશી માલ ખરીદવા લાગ્યુંછે. પેહેલાંના વખતમાં હિંદુસ્તાન, પરદેશોને માલ પુરો પાડી કીમત ઉપજાવતું હતું. પણ હાલમાં હિંદુસ્તાનનું બજાર ખરીદનાર થયાથી દર વરસે તેને ૩૦ થી ૪૦ કરોડ રૂપીઆ પરદેશમાં મોકલવા પડેછે.

અંગ્રેજી રાજ આવતા પેહેલાં આપણા દેશમાં પરદેશી મુસલમાન લોકો રાજ કરતા હતા; ને હાલ અંગ્રેજો પણ પરદેશી રાજ કરેછે. પણ એ બંનેની રાજ કરવાની રીતીમાં ઘણોજ તફાવતછે. મુસલમાની રાજમાં પાદશાહો, સુબાઓ, સરદારો ને લશ્કર-નાના મોટા સરવે અધિકારીઓ રૈયત ઉપર જૂલમ કરતા, લૂટી લેતા, વગર કારણે પૈસાદાર જાણીને દંડતા, પણ અંગ્રેજો તેમ કરતા નથી. તેઓ દેશમાં સલાહ સંપ રાખેછે, કારભારી કે નાના મોટા અમલદારને જુલમ કરવા દેતા નથી, લૂટ કે ચોરી થવા દેતા નથી. વગર ગુન્હે દંડ કરતા નથી. તેથી રૈયત સુખીછે. પણ મુસલમાની વારામાં દેશમાં પૈસો પુષ્કળ હતો ને અંગ્રેજી વારામાં રૈયત કંગાળ થતી જાયછે. મુસલમાન પાદશાહોના જુલમથી, લૂટથી કે દંડથી અમુક માણસોને ખમવું પડ્યું હશે, પણ આખર દેશને કાંઇ પૈસા સંબંધી ખમવું પડયું નથી. મુસલમાની રાજના કારભા-

રીઓ, લશ્કર, વગેરે સરવે નોકર ચાકર આ દેશનાજ રહ્યા, તેથી તેમના પગાર વગેરેના પૈસા પણ આ દેશમાંજ રહેતા હતા. અંગ્રેજી રાજ આવ્યા પછી મોટા મોટા પગારના બધા અમલદારો અંગ્રેજો રહ્યા, લશ્કરી અમલદારોને સારા પગાર વાળું લશ્કર એ પણ અંગ્રેજી રહ્યું. તેથી તેમનો પગાર, નફો વગેરે વધારાની આવક ઈંગ્લાંડ જવાની રહી. એ રીતે ઈંગ્લંડ દર સાલ લગભગ ૫૦ કરોડ રૂપીઆ હિંદુસ્તાનમાંથી સાફ જાયછે. મુસલમાન પાદશાહોએ અંગ્રેજોની પેઠે અરબસ્તાન કે અફગાનીસ્તાનમાં રહી, હિંદુસ્તાનમાં રાજ કર્યું હોત તો અમલદારો અને લશ્કર અરબ કે અફગાન રાખ્યા હોત, તેથી આ દેશમાંનો સઘળો પૈસો આજ સુધીમાં તેમણે ત્યાં લઈ જઇ ભર્યો હોત—એટલે શાહાબુદીનને સુલતાન મહમુદે, હિંદુસ્તાન ઉપર સ્વારીઓ કરીને પૈસો લૂટી લઈ જઇને જેમ ગીજનીમાં ભર્યો, તેમ તે પછીના પાદશાહોએ કર્યું હોત તો, હિંદુસ્તાન આજે તેની હાલની સ્થિતિમાં નહીં હોતાં આબીસીનીઆની કે તેથી પણ વધારે માઠી હાલતમાં હોત. મુસલમાનો દેશમાં રહ્યા તેથી તેમની કમાઈનો પૈસો દેશમાંજ રહ્યો. અંગ્રેજો આ દેશમાં રહેતા નથી. તેથી તેમની કમાઈ પરદેશ જાયછે. તેઓ મુસલમાનોની પેઠે મારફાડ કે લૂટ ચોરી કરીને લેતા નથી એટલે જૂલમી કહેવાતા નથી. આપણને રાજી કરીને અને યુક્તિ વાપરીને કર લેછે. મુસલમાનો વગર કારણે અને અંગ્રેજો કારણ બતાવી, આકટ કરી, તે પાસ કરીને

ચલાવી આપણને નીચોવેછે. આપણને માલ આપીને પૈસા લેછે, તેમના દેશનાં બચ્ચાં આ દેશમાં આવી ચાકરી કરીને પગાર કમાઈ જાયછે. લશ્કર મોકલી લડાઈમાં જીતાવી તેમને પગાર આપેછે. આ રીતે યુક્તિબંધ લોકોને છેતરીને પૈસા હરિ જાયછે. અંગ્રેજો ઊંદરની પેઠે ફુંકી ફુંકીને ખાઈ જાય તેથી આપણને જણાતું નથી, ને મુસલમાનો વાઘની તલપીને ખાઇ જતા. પણ અંતે બંને ખાનારા તો ખરાજ. એક પકાઇથી ને બીજો બળથી. આપણા લોકો કહેછે કે આગળ જતાં "દમડીએ ઊંટ વેચાશે" અને તે વાત આ રીત ઘણી મુદત ચાલી તો ખરી પડવાની. કેમકે આ પ્રમાણે વરસો વરસ ૫૦ કરોડ રૂપીઆ હિંદુસ્તાનમાંથી ઈંગ્લાંડ ગયા તો થોડે વરસે દેશ ગરીબ થશે ને પૈસા મળશે નહીં. તે વખતે ઊંટ દમડીએ વેચાય તો પણ દમડી ક્યાંથી લાવે !!

માટે હિંદુસ્તાનની તેવી હાલત ન થાય, ને દેશની દોલત, વેપાર ને આબાદી વધે તેના ઉપાયો કરવા જોઇએ. લશ્કરમાં ને બીજાં ખાતામાં આપણા યોગ્ય દેશીઓને મોટા પગારની જગાઓ સરકાર આપે એવો ઈલાજ કરવો જોઇએ. આપણા દેશીઓ રાણીની સરકારના કેવા ખેરખાહ છે તે છેલ્લા સન ૧૮૫૭ ના બળવામાં આપણી સરકારે જોયુંછે. તેથી સરકારની ખાતરી થશેજ કે યોગ્ય દેશીઓને સઘળાં ખાતાંમાં મોટા હોદાઓ આપ્યા તો તેથી સરકારને ખરચ ઘટી ફાયદો થશે ને દેશને પણ ઘણો લાભ મળશે. બીજા દેશની

દોલત ને આબાદી વધારવાનો સારો ઉપાય એ છે કે આપ-
ણુને જોઇતો માલ આપણા દેશમાંથીજ મળે અને ઇંગ્લાંડથ.
માલ મગાવવાની આપણને ગરજ ન પડે એવા ઉપાય કરવા
જોઇએ. કે જેથી આપણને પરદેશ નાણું મોકલવું ન પડે.

દેશી વ્યાપારને અને દેશી કારીગરીને ઉત્તેજન આપવું. એ
પણ આપણા દેશની દોલત વધારવાનો એક ઉપાય છે.
જાતની એક પુનામાં સભા થઈ છે. તેમની મતલબ ે
કારીગરીને ઉત્તેજન આપવાની છે, દેશી સંચાવડે, દેશના સ.
માનવડે ઉપજેલી દેશી વસ્તુઓ વાપરવી એવા તેમનો નેમ
છે, આપણા પ્રાંતમાં પણ એવી સભાઓ અને એવા દેશ
હિતેચ્છુ પુરૂષો થવાની ઘણી અગત્ય છે. કેમકે એતો ખરૂં જ
છે કે આપણા દેશનો ઘણો પૈસો ઇંગ્લાંડમાં જાયછે. તે
એકલું તેમનું રાજ હોવાથી કે મોટા મોટા હોદ્દેદારો હોવાથી
તેઓ પૈસા એકઠા કરીને વિલાયત લઈ જાયછે. તેજ કારણ
છે એમ નથી. તે વિના, તે કરતાં વધારે વેપાર મારગે કરોડો
રૂપીઆનો માલ વેચી નગદી લઈ જાયછે. માટે ત્યાંનો જે
માલ અહીં આવે છે તે આવે નહીં એવા ઉપાય કરવા જો-
ઇએ. આપણે વિલાયતી સારો ને ઉપયોગી સોંઘો (બધી ત-
રફથી જોતાં સોંઘો) માલ ન વાપરવા અને તેથી નઠારો, ને
મોંઘો દેશી માલ વાપરવા ને પરદેશ સાથેનો વેપાર ઘટાડવા
એમ કહેવાની મારી બીલકુલ મતલબ નથી. અને મારૂં
એમ કહેવું કામનું પણ નથી. પ્રથમ આપણે વિચાર કરો કે

દેશી માલ વિલાયતીને બદલે ચાલી શકે એવા મળેછે કે નહીં? વિલાયતી કરતાં દેશી મોંઘો ને નઠારો કહીએછીએ તે ખરેખરો તેવોછે કે નહીં? બજારમાં કાંઈ માલ લેવા ગયા તે વખતે પરદેશી માલ લેતા પેહેલાં બજારમાં તપાસો કે તેવો દેશી માલ મળેછે કે નહીં ? વિચાર કરતાં જો દેશી માલ ... ને સારો મળતો હોય તો તે લો. આપણા દેશમાં ઘણે ઠેકાણે ઘણી જાતનો માલ થાયછે પણ તે કેટલાંક કારણથી ... નથી માટે તમે દરેક ગામમાં દેશીજ માલની દુકાન ક્હાડાવો. પરદેશી જેવો માલ દેશી માલમાં થોડો ફેરફાર કરવાથી બનતો હોયતો તેના કારીગરોને કાંઈ ઈનામ કે લાલચ આપી તેવો માલ કરાવો. જુનો સારો માલ ખપત ન હોવાથી બનતો બંધ થઈ ગયો હોય તો તેવો માલ ખરીદી તેના કારીગરને તેવો માલ ઉત્પન્ન કરવાને ઉત્તેજન આપો, તેમ છતાં કેટલાક પરદેશી માલની તમને જરૂરજ લાગતી હોય તો તમે પૈસાદાર શેઠીઆઓ ને દેશી રાજા અને તેના તવંગર કારભારીઓ તેવો માલ આપણા દેશમાં ઉત્પન્ન કરવાને સંચા લાવો ને તમારા ગરીબ દેશી બાઇઓની હાજતો પુરી પાડો. જેવા કે કાચ, કાગળ, દીવાસળી, ઝીણું કાપડ ઈત્યાદિ બનાવવાને આપણા દેશમાં તમે સંચા લાવો, અને જોઈતો માલ ઉત્પન્ન કરો. અને તેમ કરતાં છતાં પણ જો કોઈ ચીજ ન મળવાથી તમને તમારો શોખ થોડો ઘટાડવો પડતો હોય તો તમારા દેશની ખાતર, તમારા દેશી બાઇઓની ખાતર અને છેવટ તમારી ને તમારા

વંશજોની ખાતર તમે તેમ કરો. તો તેથી તમને શું થઇજવાનું છે. માટે ઓ મારા દેશીઓ તમે તે પ્રમાણે કરો. હિંદુસ્તાનમાં કાચો સઘળો સામાન મળવાથી તેનો થએલો માલ પરદેશથી આવતા માલ કરતાં સસ્તો પડશે અને તેથી આપણોજ સા ઘળો માલ ખપશે. પણ જો એ પ્રમાણે ઉપાયો કરવામાં આવ્યા તો આપણે નકી સમજવું કે આપણી ખરાબ દ આપણા માથા ઉપર ભમેછે. માટે દરેક દેશ કલ્યાણેચ્છ તન, મન અને ધનથી તેમ કરવું. એજ મારી પ્રાર્થના છે.

હવે દેશનો ઉત્કર્ષ કરવામાં એક બાબત આપણા ભણેલાને બે બોલ કહેવાના તે બાકીછે. આપણા વિદ્વાનો જેમની શોધોની અંદર નજર પહોચી શકે એવા હોયછે તેઓ કેળવણી લીધા પછી નોકરી ખોળવા પાછળ મંડેછે. તેઓને નોકરી મળે છે કે પછી તેઓ નવરાશના વખતમાં કોઈ નવી નવી શોધો કે પ્રયોગો કરતા નથી. રસાયણ શાસ્ત્રનો, યંત્રશાસ્ત્રનો, ભસ્તરનો કે બીજી ગમે તે વિદ્યાનો અભ્યાસ કરેલો હોયછે તોપણ તે વિદ્યાને કામે લગાડી પોતાને કે દેશને ફાયદાકારી શોધો કરતા નથી. જો નોકરીએ વળગેલા વિદ્વાનો અને નોકરી ખોળનારા વિદ્વાનો પોતાની વિદ્યાને ઉપયોગમાં લાવી નવી નવી શોધો ને પ્રયોગો કરે, નોકરી વિનાના તેવા કામમાંજ પોતાનું ચીત દોડાવે, પોતે શોધો કરી પોતાના જાતભાઇઓને બતાવે તો દેશને ઘણો લાભ થાય. નોકરીવાળા પોતે જે ગામમાં હોય ત્યાંના કારીગરોને પોતાની વિદ્યાનો

આપે અને તેમને સુધારે તો કેટલો ફાયદો થાય? ઘ-ણુંજ. જો ભુસ્તર જાણનારા ભૂમીની ખોળ કરે તો કેટલેક ઠેકાણેથી કોયલા, લોઢું, ત્રાંબુ અને બીજા ખનીજ પદાર્થોની ખાણો નીકળે. રસાયણ શાસ્ત્રીઓ પોતાની નવરાશનો વખત થી નવી મેળવણીથી અને નવા નવા પ્રયોગોથી નવી નવી શોધો [illegible]ામાં ગાળે તો જુદા જુદા ભભકદાર રંગો ને પદા- બનાવી શકે. યંત્રશાસ્ત્રીઓ જો પોતાની નવરાશ નવા સંચા બનાવવામાં ગાળે તો તેઓ આપણા દેશને મા- આવે એવા ઘણી જાતના નાના મોટા ઉપયોગી સંચાઓ બનાવી શકે, માટે મારા વિદ્વાન ભાઇઓને છેલ્લી મારી એ-ટલીજ અરજ છે કે તેમણે પોતાની નવરાશનો વખત લોકો-પયોગી કાર્યોને શોધો કરવામાં ગાળવો. અને અજ્ઞાન ને આળસુ લોકોને કામે વળગાડવા, જેથી આપણા દેશનો ઉ-ત્કર્ષ જલદી થાય.

તથાસ્તુ